# બુદ્ધિપ્રેરક બાળ કથાઓ

**લેખક**
શૈલેષ કે. રાયચુરા

**એમ. એમ. સાહિત્ય પ્રકાશન**
**પુસ્તક પ્રકાશક અને વિક્રેતા**
**મહાવીર માર્ગ, આણંદ**

**પ્રકાશક**
યાકુબભાઈ (સામરખા વાળા)
એમ.એમ.સાહિત્ય પ્રકાશન
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા
મહાવીર માર્ગ, આણંદ.

**બુદ્ધિપ્રેરક બાળ કથાઓ**
શૈલેષ કે. રાયચુરા

પ્રથમ આવૃત્તિ : ૨૦૧૦
નકલ : ૧૦૦૦

**કિંમત : રૂા. ૧૨૫/-**

**આવરણ**
દિપ્તી ચૌહાણ, બાકરોલ

**મુદ્રક :**
ચરોતર સાહિત્યાલય
નગરપાલિકા રોડ નડિયાદ

**સજાવટ**
ગુર્જરી સાહિત્યાલય
કપડવંજરોડ, ડાકોર

# અર્પણ

માનનીય ગ્રંથાલય નિયામકશ્રી **ડો. એચ.એફ.શેખ**

ગુજરાત રાજ્ય ગ્રંથાલય નિયામક

ગાંધીનગર

**શૈલેષ કે. રાયચુરા**

**મોરબી**



## પ્રસ્તાવના

'પળે પળે નાનાં બાળકોમાં વસતા મોટા આત્માનું હું દર્શન કરું છું. બાલશિક્ષણ અને બાલ સાહિત્યનાં બ્રહ્મા સમાન 'મૂછાળી મા' શ્રી ગીજુભાઈ બધેકાનાં આ શબ્દો છે. બાળકોનાં જીવન ઘડતર માટે સરળ, રસમય અને પ્રેરણાત્મક વાર્તાઓ ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે. હિતો પ્રદેશ, પંચવ્રત, બકોર પટેલ શ્રેણી, ઈસપની વાર્તાઓ વગેરે તેનાં ઉત્તમ ઉદાહરણ છે. આવી વાર્તાઓ વાંચવી કોને ન ગમે?'

'દાદા દાદી વાર્તા કહોને...' પોત્રો તથાં પાડોશીનાં બાળક પણ નવી નવી વાર્તાઓ સાંભળવાં આવે. આ દશ્ય આજે સ્વપ્રવત બની ગયેલ છે. બાળકો નિર્દોષ, નિખાલસ છે. ત્યારે સારી સંસ્કારી પ્રેરણાત્મક ઉપદેશાત્મક વાર્તાઓ દ્વારા તેમના બાળમાનસમાં સંસ્કારોનું સિંચન કરી શકાય. શ્રી ગીજુભાઈ બધેકા, રમણલાલા સોની, હરીશ નાયક, જીવરાજ જોષીનું આ ક્ષેત્રે સવિશેષ પ્રદાન રહ્યું છે.

વ્યવસાયે ગ્રંથાયેલી એવા ભાઈશ્રી શૈલેષ રાયચુરા બાળસાહિત્ય ક્ષેત્રે નવું નામ છે. સાર્વજનિક ગ્રંથાલયનાં અનુભવનાં આધારે બાળચિંતકોની વાંચન અભિરુચીનાં અભ્યાસનાં પરિપાકરુપે બાળવાર્તાઓ લખતાં થયાં. ગ્રંથાલયમાં પણ વાર્તાકથનનાં સમયાંતરે યોજાતાં કાર્યક્રમો દ્વારા બાલવાંચકોમાં વાંચનરુચિ કેળવવા પ્રયત્નશીલ એવાં શ્રી શૈલેષ રાયચુરા એ મોરબી સરકારી તાલુકા પુસ્તકાલયને સાચા અર્થમાં જ્ઞાનમંદિર બનાવી એક આગવો વાંચકવર્ગ ઉભો કરી શક્યાં છે. આ તેમની વિશેષતા છે.

શ્રી શૈલેષ રાયચુરાની વાર્તાઓની પાત્રસૃષ્ટિમાં પશું પંખી, અને પ્રાકૃતિક વાતાવરણ રહેલ છે. જેને કેન્દ્રમાં રાખીને બોધદાયક, ઉપદેશાત્મક, પર્યાવરણ અને સંસ્કારલક્ષી વાર્તાઓ બાલજગતને ચરણે ધરી છે. તેમની આ પાત્રસૃષ્ટિ દ્વારા કલ્પનાઓને આધારે બાળકો વાંચી શકે અને સમજીશકે તેવી સરળ ભાષામાં વાર્તાઓને વધુ રસિક બનાવવા પ્રયત્નો કરેલ છે. શ્રી રાયપુરાની વાર્તાઓ સમયાંતરે આકાશવાણી પરથી પણ પ્રસારિત થાય છે. અને વિવિધ વર્તમાનપત્રો, સમાયિકોમાં પ્રસિદ્ધ

થાય છે. ગુજરાત સાહિત્ય અકાદમી દ્વારા પણ બાલસાહિત્યનાં પુસ્તકોનાં પ્રકાશન માટે સહાય મળેલ છે. જે આવકારદાયક છે.

સ્નેહીશ્રી રાયચુરાને તેમની ભાવના મુજબ બાળવાર્તાઓનાં માર્ગે વિહવળતાં તેમનાં ભાવનાશીલ સહધર્મચારિણી ભાવનાબેન અને સુપુત્રો પણ લેખક જેટલાં જ અભિનંદનને પાત્ર છે. આજે બાલસાહિત્ય જગતને નવોદિત બાલસાહિત્યકારોની જરૂરિયાત થઇ છે. ત્યારે શ્રી રાયચુરાએ બાલસાહિત્ય જગતમાં કિશોરોને ઉપકારક, હર્ષિલ વાર્તાસંગ્રહો બાળકો કિશોરો સુધી પહોંચાડવાનું કાર્ય નિષ્ઠાથી કર્યું છે. શ્રી રાયચુરાનું ‘વાર્તાનું વિમાન’ ઉંચે ને ઉંચે ઉડીને સફળતાનાં શિખરો સર કરે અને બાલ સાહિત્ય શ્રેત્રે તેમનું નામ છવાઈ જાય તેવી શુભેચ્છા સાથે હાર્દિક અભિનંદન પાઠવી વિરમું છું.

**નરસિંહભાઇ એમ. ચૌહાણ**

મદદનીશ ગ્રંથાલય નિયામક,

રાજકોટ વિભાગ, રાજકોટ.



## અનુક્રમણિકા

# જેવી કરણી તેવી ભરણી



એક મોટું વૃક્ષ હતું. વૃક્ષ ઉપર એક તરફ કબૂતર અને કબૂતરી તેનાં નાનાં નાનાં બચ્ચાં સાથે શાંતિથી રહેતાં હતાં. જ્યારે તે જ વડના વૃક્ષની બીજી તરફ એક વાંદરો, વાંદરી અને તેના નાનાં નાનાં બચ્ચાં સાથે તોફાન મસ્તીથી રહેતાં હતાં.

એક દિવસની વાત છે. તે વડના વૃક્ષ ઉપર વાંદરો વાંદરી બેઠાં બેઠાં વિચારે ચડ્યા. મારું આ વડનું વિશાળ વૃક્ષ જો આપણા એકલાના બજામાં હોય, તો આ વૃક્ષ ઉપર રહેવાની ભારે મજા પડે! અને આના માટે આ કબૂતર કબૂતરી અને તેનાં બચ્ચાને અહિંથી કોઈ પણ ભોગે ભગાડવા જ પડશે! બસ, વિચાર આવતાં જ તેનો બીજા દિવસથી અમલ પણ શરૂ થઈ ગયો.





સંધ્યાનો સમય હતો. કબૂતરી કબૂતર ખોરાક મેળવવા માટે બહાર ગયાં હતાં. તેનાં નાનાં ફૂલ જેવાં બચ્ચાંઓ ખૂબ જ શાંતિથી ઊંઘી રહ્યાં હતાં. એવામાં વાંદરો વાંદરી તેના માળા પાસે ગયા. અને પંજા વડે તે માળાને તોડવા લાગ્યાં. અચાનક આક્રમણ થતાં બચ્ચાઓ ભયથી ધ્રુજી ઊઠ્યાં. થોડીવારમાં તો તે માળો તૂટીને ભફ દેતાંનો નીચે પડ્યો. બચ્ચાઓને થોડું વાગ્યું. વૃક્ષ ઉપરથી વાંદરા વાંદરીનાં અટ્ટહાસ્યના અવાજો આવી રહ્યા હતા. ત્યારબાદ તેઓ બંન્ને પોતાનાં રહેઠાણે ચાલ્યાં ગયાં.

થોડીવાર થઈ હશે કે કબૂતર અને કબૂતરી ખોરાક લઈ પોતાના રહેઠાણે પરત આવ્યાં. અને આવીને જોયું તો તેનાં ફૂલ સમાન કોમળ કાયા ધરાવતાં બચ્ચાંઓ જમીન પર પડ્યાં પડ્યાં દુઃખી થઈ રહ્યાં હતાં. તેમજ તેમનો માળો તૂટીને નીચે પડ્યો હતો.

આવી દુઃખદ પરિસ્થિતિ જોઈ કબૂતર કબૂતરીને અત્યંત આઘાત લાગ્યો. ત્યારબાદ તેઓએ બચ્ચાંઓ પાસેથી જાણ્યું કે આ દુઃખદ પરિસ્થિતિનું નિર્માણ અન્ય કોઈએ નહીં પરંતુ પડોશમાં રહેતા વાંદરા અને વાંદરીએ ઉભું કર્યું હતું. આથી તેઓને વધુ દુઃખ થયું.

ત્યારબાદ કબૂતરી કબૂતરએ બચ્ચાઓને વ્યવસ્થિત અને સલામત જગ્યાએ મૂકી, બંન્ને વાંદરા વાંદરી ફરિયાદ કરવાં તેમના મિત્ર મંડળ પાસે ગયા. અને વાંદરા વાંદરીની ઉપદ્રવ અને કિન્નાખોરીની સઘળી વાત કરી. આ સાંભળી તેમના મિત્ર મંડળમાં ક્રોધ વ્યાપી ગયો. અને મનોમન તેઓ બોલ્યાં પણ ખરા કે અમારા જેવા બિન હિંસક, નિર્દોષ અને શાંતિના પ્રતિક સમાન ઉપર આ વાંદરાઓ ઓચિંતું આક્રમણ કરે કે હેરાન પરેશાન કરે તે કેટલે અંશે

ઉચિત ગણાય!

આમ, તેઓ વચ્ચે અંતે નક્કી થયું કે આ વાંદરો અને વાંદરી ફરી કોઈને હેરાન પરેશાન ન કરે તે માટે પણ તેઓ બંન્નેને થોડી થોડી શિક્ષા તો કરવી જ પડશે! ત્યારબાદ સઘળાં કબૂતરો વિશાળ સંખ્યામાં એકત્રિત થઈ વાંદરા વાંદરીના રહેઠાણ તરફ જવા લાગ્યાં.

આ તરફ વાંદરા વાંદરી અને તેનાં બચ્ચાઓ વિશાળ વૃક્ષ ઉપર પૂરી મોજમસ્તી અને આઝાદીથી હૂપા હૂપ કરી રહ્યાં હતાં. તેઓએ સ્વપ્નેય કલ્પના કરેલ નહીં કે પેલા કબૂતરી કબૂતર અને તેનો વિશાળ મિત્ર મંડળ તેઓને કશી હાની પહોંચાડશે!

અચાનક કબૂતરોનું વિશાળ ટોળું વાંદરા વાંદરી અને તેનાં બચ્ચાઓને ઘેરી વળ્યું. વાંદરા વાંદરીની નજર આટલી વિશાળ સંખ્યામાં આવેલ કબૂતરો ઉપર પડતાં જ તેઓ ચોંક્યાં. પછી તેઓ મનોમન સમજી ગયાં કે તેઓએ પેલા કબૂતરી અને તેમનાં બચ્ચાઓને હેરાન પરેશાન કરવાના પરિણામે જ આ વિશાળ કબૂતરોની ફોજ તેઓને ઘેરી વળી છે.

આગેવાન કબૂતર આગળ આવ્યું. અને બોલ્યું એલાએય વાંદરાઓ આ વૃક્ષ ઉપર કંઈ તમારા એકલાનો જ અધિકાર નથી કે તમો અમારા માળાઓ તોડી નાંખો, તેમજ અમારાં બાળ બચ્ચાઓને હેરાન પરેશાન કરો છો! વાંદરો વાંદરી શાંતિથી સાંભળી રહ્યાં. કબૂતરોની આટલી વિશાળ ફોજ આગળ તેઓનું કશું ચાલે જ નહીં!



અચાનક કેટલાંક કબુતરોએ ભેગા થઈ વાંદરા વાંદરીનાં બચ્ચાઓને વૃક્ષ ઉપરથી નીચે નાંખ્યાં બચ્ચાઓ દુઃખના માર્યાં ચિત્કારી કરી ઉઠ્યાં. આ જોઈ વાંદરા વાંદરીને ખૂબ જ દુઃખ થયું. અચાનક તેમની નજર સમક્ષ તેઓએ કબૂતર કબૂતરીનાં નાનાં નાનાં બચ્ચાઓને માળામાંથી નીચે પાડી નાંખ્યાની ઘટનાંથી તરવરવાં લાગી. હા, હા, તેઓએ પણ કબૂતર કબૂતરીનાં બચ્ચાઓને હેરાન પરેશાન કર્યાં હતા ને! અને આજે તેમનો વારો આવ્યો હતો ને? જેવી કરણી તેવી ભરણી તે ન્યાયે આજે તેઓનાં બચ્ચાઓ સજા ભોગવી રહ્યાં હતાં ને!

અચાનક વાંદરા વાંદરીની આંખોમાં પસ્તાવાનાં આંસુઓ ઉભરાઈ આવ્યાં. ત્યારબાદ તેઓ બંન્ને એ કબૂતર કબૂતરીની અને તેમનાં બચ્ચાઓની ખરા હૃદયે માફી માંગી ત્યારબાદ તેઓ તે વૃક્ષ કાયમને માટે છોડી, તેમનાં બચ્ચાઓને લઈ ત્યાંથી ચાલ્યાં ગયાં.

થોડીવારમાં કબૂતરોની વિશાળ ફોજ પણ શાંતિથી ત્યાંથી ચાલી ગઈ.

આમ, તે વૃક્ષ ઉપર ફરી નવેસરથી વ્યવસ્થિત અને મજબૂત માળો બાંધી કબૂતર કબૂતરી અને તેનાં નાનાં નાનાં ફૂલ સમાન બચ્ચાઓ સાથે આનંદથી અને શાંતિથી રહેવા લાગ્યાં.

# ઈર્ષાનું ફળ



એક સુંદર મઝાનું વન હતું! તે વનની પાસે એક તળાવ હતું. વનનાં તમામ પશુ પંખીઓ તે તળાવનું પાણી પીને તૃપ્ત થતાં હતાં.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. આવા સમયે એક સફેદ દૂધ જેવું સસલું તળાવ ઉપર પાણી પીવા આવ્યું. પાણી પીતાં પીતાં અચાનક જ તેનો એક પગ લપસ્યો અને તે સસલું સીધું તળાવમાં પાણીમાં જઈ પડ્યું. આથી તે બૂમાબૂમ કરવાં લાગ્યું. અરે, મને કોઈ બચાવો, નહીં તો હું આ તળાવમાં ડૂબી જઈશ? અચાનક તળાવમાં રહેલ એક મગર સસલાની બૂમ સાંભળી ચમક્યો એ તે સીધો સસલા પાસે પહોંચી ગયો. પ્રથમ તો તે સસલું આ ખુંખાર મગરને જોઈને ગભરાઈ ઉઠ્યું. પરંતુ તે મગરે આવતાં વેંત જ કહ્યું, મિત્ર સસલાભાઈ, તું મારાથી બિલકુલ





ગભરાઈશ નહીં. હું તને બચાવવા અને મદદ કરવા માટે આવ્યો છું. આ સાંભળી સસલાને નિરાંત થઈ. ત્યારબાદ મગરે સસલાને ઉચકીને તળાવની બહાર કાંઠા ઉપર મૂકી દીધો. આથી સસલાને મગર ઉપર ખૂબ જ માન થયું. આમ, બાદમાં તે સસલા અને મગર વચ્ચે પાકી મિત્રતા બંધાઈ ગઈ, ત્યારબાદ તે સસલું મગર માટે રોજ વનમાંથી સુંદર મઝાનાં પાકા અને મીઠાં મધ જેવાં જાંબુ લાવી આપતો જે મગરને જાંબૂ ખાવાની ભારે મઝા પડતી. મગર પણ સસલાને પોતાની પીઠ ઉપર બેસાડી તળાવની સુંદર સહેલ કરવા લઈ જતો. આમ, બંન્ને વચ્ચે દિન પ્રતિદિન ગાઢ મિત્રતા થતી ચાલી.

તે સુંદર મઝાના તળાવના કાંઠા ઉપર એક વૃક્ષ આવેલ હતું. તે વૃક્ષ ઉપર એક ઈર્ષાળું વાંદરો રહેતો હતો. તે આ સસલાની અને મગરની પાકી મિત્રતા જોઈ ઈર્ષાથી તે સળગી ઉઠતો. પરંતુ મગર પાસે તેનું કશું ચાલે નહીં.

આથી તે ઈર્ષાળું વાંદરાએ મગરને બદલે ભલા ભોળા સસલાને પડવવાનું અને તેને હેરાન પરેશાન કરવાની એક યોજના ઘડી કાઢી અને બીજે જ દિવસે તે યોજનાનો અમલ કરવાનું નક્કી કર્યું.

સવારનો ખુશ્નુમા સમય હતો. મીઠી હવા લહેરાઈ રહી હતી. આવા સમયે પેલો ભલો ભોળો સસલો તેના પાકા મિત્ર મગર માટે ટોપલી ભરીને જાંબુ લઈ જઈ રહ્યો હતો. દૂર વૃક્ષ ઉપર રહેલ ઈર્ષાળું વાંદરો આ સસલા અને તેનાં હાથમા રહેલ મીઠા જાંબુની ટોપલી જોઈ વધુ સળગી ઉઠ્યો. અને તે સીધો જ કુદકો મારી

સસલાની સામે જઇ ઉભો રહી ગયો અને ગર્જના કરતાં બોલી ઉઠ્યો. અરે એય સસલીના, તું આ અમારા ભાગનાં જાંબુ ક્યાં લઈને ચાલ્યો છે? સસલું બોલ્યું વાંદરાભાઇ, તળાવમાં આપણો મિત્ર રહે છે. સ્વભાવે પણ તે ખૂબ જ ભલો અને પરોપકારી છે. તેનું નામ મગર છે. અને આ જાંબુ તે મગરભાઇ માટે જ લઇ જાઉં છું. ફરી વાંદરો ગર્જી ઉઠ્યો, અરે, એલા એય સસલીનાં, વનનાં વૃક્ષ ઉપરનાં પ્રાણીઓને જાંબુ ખાવાં મળતાં નથી અને તું તે તળાવમાં રહેલ અને સળી ગયેલ મગર માટે જાંબુ લઇ જાય છે! લાવ આ જાંબુ મને આપી દે એમકહી તેણે સસલાના હાથમાં રહેલ જાંબુની ટોપલી આંચકો મારીને લઇ લીધી, અને તે ટોપલી લઈને વૃક્ષ ઉપર ચડી ગયો. સસલો દુઃખી થતો થતો તળાવ ઉપર ગયો. મગર તેની જ રાહ જોઈ તે બેઠો હતો. સસલાને ખાલી હાથે અને નિરાશ ચહેરે આવેલ જોઇ તે ચોંકી ઉઠ્યો. ત્યારબાદ સસલાએ તે લુચ્ચા ઈર્ષાળું વાંદરા વિશે વિગતે વાત કરી, આ સાંભળી મગર ક્રોધનો માર્યો ધુંઆ પુંઆ થઈ ઉઠ્યો. તે ઈર્ષાળું વાંદરાને પાઠ ભણાવવાની યોજના ઘડવા લાગ્યો.

ઈર્ષાળું વાંદરો વૃક્ષ ઉપર ચડી મસ્તી પૂર્વક જાંબુઓ ખાઇ રહ્યો હતો. તેને આ મીઠાં મધ જેવાં જાંબુ ખાવાની ભારે મઝા પડી. ત્યારબાદ જાંબુ ખાઇને તે ઉંઘી ગયો.

ત્યાર પછીના દિવસે ઈર્ષાળું વાંદરાભાઇ મસ્તીથી ઝુમતા ઝુમતા તળાવ ઉપર પાણી પીવાં આવ્યાં. તેને ગઇ કાલે કરેલ પરાક્રમની વાત જરાં પણ યાદ ન હોતી.

તે ઈર્ષાળું વાંદરાભાઇ આનંદપૂર્વક પાણી પીવાં લાગ્યાં. દૂર પાણીમાં છુપાયેલ મગર લાગ જોઈને વાંદરાની ક્યારનીય પ્રતિક્ષા



કરી રહ્યો હતો. તેને આજે વાંદરાને પાઠ ભણાવવાની યોજના ઘડી કાઢી હતી. વાંદરાભાઈ વધુ કશું વિચારે કે સાવચેત થાય તે પહેલાં મગર સીધો વાંદરા પાસે ત્વરીત પહોંચી ગયો અને તેણે સીધો જ વાંદરાનો એક પગ પોતાના ઝડબામાં પકડી તેને પાણીની અંદર ખેંચી જવા લાગ્યો. અચાનક આવું આક્રમણ થતાં વાંદરો પ્રથમ ચોંકી ગયો અને પછી તેણે પોતાના પગ છોડાવવા માટે ખૂબ જ પ્રયત્ન કર્યાં. પરંતુ પરિણામ શૂન્ય આવ્યું અને આમ, ઈર્ષાળું વાંદરો પાણીની અંદર ખેંચાવા લાગ્યો. આથી વાંદરો ખૂબ જ ગભરાઇ અને હેબતાઇ ઉઠ્યો. દૂર ઉભેલ સસલો આ ઘટના નિહાળી રહ્યો હતો.

અને...અને ....હવે ઈર્ષાળું વાંદરાને ખૂબ જ પસ્તાવો થવાં લાગ્યો. અને અંતે તે મગરને કરગરી ઉઠ્યો. હે મગરભાઇ, હું તમારો ગુનેગાર છું. તમારા ભાગના જાંબુઓ ખાઇ ગયો હતો તેમજ તમને અપશબ્દો વગેરે કહેવા બદલ મને ક્ષમા કરશો તેમજ આજ પછી હું આવું કૃત્ય કદાપી નહીં કરૂં તેનું હું તમોને વચન આપું છું! મગરે વાંદરા સામે જોયું તો તેને લાગ્યું કે તે વાંદરાને હવે ખૂબ જ પસ્તાવો થાય છે. એટલે પછી તેણે તેની ઉપર દયા લાવી. વાંદરાનો પગ છોડી દીધો આથી વાંદરો ખરા હૃદયના પસ્તાવા સાથે સસલાની પણ માફી માંગતો ત્યાંથી ચાલ્યો ગયો.

આમ, ઉપરોક્ત ઘટના બાદ મગર, સસલો અને વાંદરાભાઇ પાકા અને ગાઢ મિત્રો બની ગયા.

# સોનેરી પતંગિયું



એક સુંદર મઝાનો બગીચો હતો. તે બગીચામાં અનેક પ્રકારનાં અને ભાત ભાતનાં ફુલો આવેલ હતાં. જેમાં ખાસ તો ગુલાબ, મોગરો, જુઇ, ચમેલી, જાસુદ, ડોલર, સુર્યમુખી એમ અસંખ્ય ફુલોથી તે સુંદર બગીચો મધમધી રહ્યો હતો. તે ફુલોની સાથે રંગ બે રંગી પતંગિયાઓ પણ ખુબ જ આનંદ કિલ્લોલથી કરી રહ્યાં હતાં. પતંગિયાઓ એક ફુલ ઉપરથી બીજા ફુલો ઉપર કુદા કુદ કરી રહ્યાં હતાં.

અચાનક ક્યાંકથી ઉડતું ઉડતું એક સુંદર મઝાનું સોનેરી પતંગિયું તે બગીચામાં આવીને એક ફુલના છોડ ઉપર બેઠું તે સોનેરી પતંગિયાનું ચળકાટ મારતું અદ્‌ભૂત રૂપ અને સ્વરૂપ જોઇ અન્ય પતંગિયાઓ ચોંક્યાં, અરે? આ શું...? આ અલૌકિક અને અદ્‌ભૂત સોનેરી પતંગિયું અહીં ક્યાંથી. પછી બધા પતંગીયાં પાસે





ગયા અને જઇને પૂછ્યું. અરે સોનેરી પતંગિયા અમોએ તને આ પહેલાં કોઇ દિવસ તને જોયું નથી? તેમજ તારૂ આવું સુંદર રૂપ જોઇ અમો બધા આશ્ચર્યમાં પડી ગયાં છીએ! માટે તું તારા જીવન વિશે અમોને માહિતી આપીશ?

સોનેરી પતંગિયું બોલ્યું મારા નવા મિત્રો, હું પરદેશથી આવું છું. અમારે ત્યાં આવા સોનેરી પતંગીયાનું એક આખું કૂળ આવેલ છે અને તે કુળમાં મારો જન્મ થયો છે. એટલે મારો રંગ સોનેરી છે! હું તમારા દેશની પવિત્ર સંસ્કૃતિ પ્રત્યે ખૂબ જ આકર્ષાયો છું. તેવો તમારો દેશ જોવા જાણવા અને માણવા તેમજ પરિભ્રમણ અર્થે આવ્યો છું. જો તમો મને અહિં થોડા દિવસ બગીચામાં રહેવા દેશો તો તમારો અત્યંત આભારી થઇશ. બધા પતંગિયાઓ અંદરો અંદર ચર્ચા વિચારણાઓ કરવા લાગ્યાં કે શું આ અજાણ્યા સોનેરી પતંગિયાનો ભરોસો કરી શકાય! કે પછી આપણા દેશની ભારતીય સંસ્કૃતિ મુજબ દરેક આવનાર અતિથી દેવો ભવ એટલે કે જો કોઇ આવે તેને દેવ સમાન ગણી તેનો આદર સત્કાર કરવો! અંતમાં નક્કી થયું કે આવનાર પરદેશી સોનેરી પતંગિયાને બગીચામાં આશ્રય આપવો. તેમજ તેનો આદર સત્કાર કરવો.

ત્યારબાદ બધા પતંગિયાઓએ ભેગા મળી તે સોનેરી પતંગિયાનો ભવ્ય આદર સત્કાર કર્યો. તેમજ તેના માટે ખોરાકનો પણ પ્રબંધ કર્યો.

આમ, તે સોનેરી પતંગિયું બધાં પતંગિયાઓ સાથે ખૂબ જ સ્નેહપૂર્વક અને હળી મળીને રહેલા લાગ્યું.

એક દિવસની વાત છે. સોનેરી પતંગિયું બગીચાના એક વૃક્ષ ઉપર ઉંઘી રહ્યું હતું. અન્ય બધા પતંગિયાઓ ફુલો ઉપર કુદાકુદ કરી રહ્યાં હતાં. એવામાં અચાનક એક કાળો ભમરો ઉડતો ઉડતો તે બગીચામાં આવ્યો. અને વારા ફરતી બધા પતંગિયાઓને ચટકા ભરી બગીચામાંથી ભગાડવાં લાગ્યો. આથી બધા

પતંગિયાઓના ચહેરા ઉપર ભય અને ગભરાટ વ્યાપી ગયો. કેટલાક પતંગિયા ભયનાં માર્યા સુંદર બગીચો છોડી જીવ બચાવવા ભાગવા લાગ્યા. કાળા ભમરાએ પતંગિયાઓ ઉપર કાળો કેર વર્તાવવો શરૂ કર્યો. બધાં નિર્દોષ, ભલા ભોળા અને બિન હિંસક પતંગિયાઓએ ત્રાહિમામ, ત્રાહિમામ, પોકારી ઉઠ્યાં, કેટલાક પતંગિયાઓ. સોનેરી પતંગિયા પાસે જઈ આ કાળા ભમરાના ત્રાસની વાત કરી. આ સાંભળી સોનેરી પતંગિયું બોલ્યું. મિત્રો, તમો બિલકુલ ગભરાશો નહીં. તમોએ મને અહિં આશ્રય આપ્યો છે. તેમજ મારૂ અનેરૂ સ્વાગત કરી મને રહેવા માટે સરસ મઝાની જગ્યા કરી આપી છે. એટલે સામે મારી પણ આપના પ્રત્યે કંઈક ફરજ તો બને જ ને! એટલે મારા પ્રિય મિત્રો, તમો થોડી જ વારમાં મારી અનોખી કમાલ જોશો કે આ ભમરાની હું કેવી દશા કરૂં છું! ત્યારબાદ સોનેરી પતંગિયું ઉડ્યું અને કાળો ભમરો જ્યાં આગળ બેઠો હતો. ત્યાં આગળ ગયું બધાં પતંગિયાઓના શ્વાસ અદ્ધર રહી ગયા.

સોનેરી પતંગિયું ભમરા પાસે જઈને બોલ્યું. એય કાળીયા, અમ નિર્દોષને તું શું કામ હેરાન પરેશાન કરે છે. અમોએ તારૂ તે શું બગાડ્યું છે. તે અમોને તું ચટકા ભરી આ બગીચામાંતી ભગાડે છે? સોનેરી પતંગિયાની વાણી સાંભળી કાળા ભમરાનાં ભવાં ઉચકાયાં. અને તે ક્રોધિત થઈ ઉઠ્યો. અને પછી બોલ્યો એય સોનેરીયા, તું પણ તાત્કાલીક અહીંથી ચાલ્યો જા, નહીં તો તને પણ હું કરડી ખાઈસ!

પરંતુ સોનેરી પતંગિયું એમ ડરી જાય એવું તે ક્યાં હતું! તેણે તો પોતાની યોજના શરૂ કરી. તે મુજબ તે કાળા ભમરાની આસપાસ ફરવા લાગ્યું. આ ક્રિયા જોઈ કાળો ભમરો અચંબામાં પડી ગયો. અન્ય બધાં પતંગીયાઓ જે દૂર ઉભા રહી આ ઘટના નિહાળી રહ્યાં હતાં. તે પણ આ સોનેરી પતંગીયાની વિચિત્ર


વર્તુણકને આશ્ચર્યથી જોઈ રહ્યાં હતાં. અંતે કાળા ભમરાથી આ સોનેરી પતંગિયાની વિચિત્ર હરકત સહન ન થતાં તે સોનેરી પતંગિયા ને બચકુ ભરવા તેની નજીક સરક્યો. અને તે જેવો સોનેરી પતંગિયાની પાંખને અડક્યો તેવો જ તે સોનેરી પતંગિયાની પાંખોમાંથી રેશમ જેવો દોરો કાળા ભમરાને ચોડી ગયો. જે સોનેરી પતંગિયાની લાળ હતી.

લાળમાં એવી ચીકાશ હતી કે તે લાળનો સ્પર્શ થતાં જ તે લાળ લંબાતી ચાલી અને તે લાળ કાળા ભમરાને ફરતે વીંટાવા લાગી. આ અનોખી અને વિચિત્ર ઘટના બનતાં જ કાળો ભમરો ચોંક્યો. અને ડરી ગયો. તે લાળ તેના ફરતે મજબૂત રીતે ભીંસાવા લાગી. અંતે વધુ સહન ન થતાં તે ત્રાહિમામ ત્રાહિમામ પોકારી ઉઠ્યો. તેની આંખોમાંથી પસ્તાવાનાં આંસુઓ ઉભારાવાં લાગ્યાં. તેને હવે પુરેપરૂં ભાન થઈ ચુક્યું હતું. કે કોઈ નિર્દોષને હેરાન પરેશાન કરવા જતાં ક્યારેક ખુદને પણ હેરાન પરેશાન થવાનો વારો આવતો હોય છે. અંતે તે કરગરી ઉઠ્યો. અને બે હાથ જોડી સોનેરી પતંગિયાની ખરા હૃદયે માફી માંગી. અન્ય બધા પતંગિયાઓ પણ વિસ્મયતાપુર્વક આ અનેરૂ દ્રશ્ય જોઈ રહ્યાં હતાં.

અંતે સોનેરી પતંગિયાને દયા આવી અને તેણે પોતાની લાળમય જાળમાંથી કાળા ભમરાને મુક્ત કર્યો. ત્યારબાદ કાળો ભમરો દરેકની માફી માંગતો ત્યાંથી ચાલ્યો ગયો. બધા પતંગિયાનો આભાર માનતા ગદગદીત થઈ ઉઠ્યો. અને પછી અન્ય ચાલ્યાં ગયેલા પતંગિયાઓને ફરી બોલાવી લેવામાં આવ્યાં.

ત્યારબાદ બધા પતંગિયાઓનો અતિશય આગ્રહ થતાં તે સોનેરી પતંગિયું તે બગીચામાં કાયમ વસવાટ કરવા માટે સંમત થયું.

આમ, તે બગીચામાં બધાં પતંગિયાઓ સાથે સોનેરી પતંગિયું પણ ખૂબ જ આનંદથી અને કિલ્લોલ કરતું રહેવા લાગ્યું.

# રંગ બે રંગી પતંગીયા



એક સુંદર મઝાનો ફુલોથી મહેંકતો બાગ હતો. તે બાગમાં અનેક પ્રકારના ફુલો આવેલ હતાં. જેમાં ખાસ તો ગુલાબ, મોગરો, જુઇ, ચમેલી, ડોલર, જાસુદ, સૂર્યમુખી, કરેણ, રાતરાણી, બારમાસી વગેરે હતાં.

તે સુંદર મઝાના બાગમાં 'રંગબે રંગી પતંગિયા' ઓ એક ફુલ ઉપરથી ઉડી બીજા ફુલો ઉપર આમતેમ આનંદપૂર્વક રમી રહ્યાં હતાં. ફુલોને પણ આ 'રંગ બે રંગી પતંગિયા'ઓનો સહવાસ ખૂબ જ ગમતો હતો. આમ, પરસ્પર ફુલો તથા 'રંગ બે રંગી પતંગિયા'ઓ હળીમળીને અને આનંદપૂર્વક રહેતાં હતાં.

એક દિવસની વાત છે. સંધ્યાનો મધુર સમય હતો. ઠંડો તમજ આહ્લાદક પવન વાઇ રહ્યો હતો. તે સુંદર બાગમાં મધુર





મહેકતા ફુલો ઉપર 'રંગ બે રંગી પતંગિયા'ઓ આનંદનો આલાપ છેડતાં પ્રકૃતિનો અનેરો આનંદ ઉઠાવતાં રમી રહ્યાં હતાં. અચાનક એવામાં એક કાંણિયો કાળો કાગડો આ બાગમાં આવી ચડ્યો. અને તે બાગમાં આવેલ એક ગુલમહોરનાં વૃક્ષ ઉપર બેઠો સહસા તેની નજર આ સુંદર મઝાનાં ખુશ્બોથી મહેંકતા ભવ્ય સભર ફુલો ઉપર પડી ત્યારબાદ તે ફુલો ઉપર રમતાં ભમતાં અસંખ્ય 'રંગ બે રંગી પતંગિયા'ઓ ઉપર પડી. આથી તે કાંણિયો કાળો કાગડો ઈર્ષાથી સળગી ઉઠ્યો. અને મનોમન બોલી ઉઠ્યો. અરે આ સુંદર મઝાનાં ફુલો કંઇ તમારા પોતાના નથી તે મસ્તીપૂર્વક તમો બધાં ફુલો ઉપર રમ્યા કરો છો!

ત્યારબાદ તે ઈર્ષાળું, કાંણિયો, કાળો કાગળો ઉડીને સીધો 'રંગ બે રંગી પતંગિયા'ઓ પાસે પહોંચી ગયો અને પોતાની તીક્ષ્ણ ચાંચો તે નિર્દોષ, ભલાં ભોળાં તેમજ પ્રકૃતિ પ્રેમી એવા 'રંગ બે રંગી પતંગિયા'ઓને મારવાં લાગ્યો. અચાનક કાંણિયા કાગડાનું આવું અકલ્પિત આક્રમણ થતાં 'રંગ બે રંગી પતંગિયા'ઓમાં ભય અને ગભરાટ ફેલાઇ ગયો.

કેટલાંક 'રંગ બે રંગી પતંગિયા'ઓ તો ઘવાયાં પણ ખરાં અને વળી કેટલાંક તો આ બાગ છોડી ચાલ્યાં ગયાં. કાંણિયા કાળા કાગડાનું આક્રમણ ચાલું જ રહ્યું અને થોડીવારમાં તો તમામ 'રંગ બે રંગી પતંગિયા'ઓ ત્રાહિમામ ત્રાહિમામ પોકારી તે બાગ છોડી ગયા અને એક જગ્યા ઉપર એકઠાં થઇ વિચારવાં લાગ્યાં કે આ કાંણિયા કાળા કાગડારૂપી આવેલ આફતમાંથી છુટકારો મેળવવો કઇ રીતે?

આ તરફ બધાં 'રંગ બે રંગી પતંગિયા'ઓ બાગ છોડી ચાલ્યાં ગયેલ જોઇ લુચ્ચો, ઈર્ષાળું કાંણિયો કાળો કાગડો ખૂબ જ આનંદિત થઇ ઝુમવા લાગ્યો. અને અટ્ટહાસ્ય કરતો બાગમા ઘૂમવા લાગ્યો. આ જોઇ નિર્દોષ મહેકતાં ફુલો પણ મુરઝાઇ ગયાં અને દુઃખી થવા લાગી.

જ્યારે આ બાજુ પણ બધાં ‘રંગ બે રંગી પતંગિયા’ઓ એકઠાં થઈ વિચારમાં પડી ગયાં કે હવે કરવું શું? અચાનક એક ચતુર પતંગિયું બોલી ઉઠ્યું. મિત્રો ચાલો આપણે બધાં ભેગા મળી પક્ષીઓનાં રાજા ગરૂડને વિગતે વાત કરીએ અને સમજાવીએ! આ સાંભળી બધાં ‘રંગ બે રંગી પતંગિયા’ ઓ તૈયાર થઈ ગયા. અને બાદમાં તે પીળા પતંગિયાની આગેવાની હેઠળ પક્ષીઓના રાજા ગરૂડને શોધવા લાગ્યાં.

પક્ષીઓના રાજા ગરૂડ પોતાના રહેઠાણ ઉપર આરામ કરી રહ્યો હતો. અચાનક આટલા બધા ‘રંગ બે રંગી પતંગિયા’ઓને પોતાનાં રહેઠાણ ઉપર આવેલ જોઈ તે આશ્ચર્ય અનુભવવાં લાગ્યો. બધાં ‘રંગ બે રંગી પતંગિયા’ઓને પોતાનાં રહેઠાણ ઉપર આવેલ જોઈ તે આશ્ચર્ય અનુભવવા લાગ્યો. બધાં ‘રંગ બે રંગી પતંગિયા’ઓને અહીં સુધી આવવાનું પ્રયોજન પૂછ્યું. ત્યારબાદ ચતુર પીળાં પતંગિયાએ કાંણિયા કાળા કાગડાનાં ત્રાસની વાત કરી. આ સાંભળી ગરૂડ ખુબ જ ગુસ્સે થઈ ઉઠ્યો. અને બરાડી ઉઠ્યો અરે કાંણિયા કાળા કાગડાની આ હિંમત કે તે આવા નિર્દોષ, પ્રકૃતિ પ્રેમી એવાં ‘રંગ બે રંગી પતંગિયા’ઓ ને હેરાન પરેશાન કરે છે! ત્યારબાદ તે ગરૂડ બોલ્યો તમો બધા ચાલો મારી સાથે આપણે તે કાંણિયા કાળા કાગડા પાસે જઈએ!

આ તરફ સુંદર મઝાના બાગમાં કાંણિયો કાળો કાગડો પુરી આઝાદી અને સ્વતંત્રતા પૂર્વક બાગમાં ઘૂમી રહ્યો હતો અને મનોમન આનંદ અનુભવી રહ્યો હતો. અચાનક તેની ચુંચી નજર સામેથી આવતાં પક્ષીઓના રાજા ગરૂડ તરફ તેમજ તેની પાછળ પાછળ આવતાં ‘રંગ બે રંગી પતંગિયા’ઓ ઉપર પડી. આથી તે લુચ્ચો કાંણિયો કાળો કાગડો તુરત બધું સમજી ગયો કે હવે જોખમ આવ્યું છે! અને ખરેખર જોખમ આવીજ પહોંચ્યું હતું ને બાગમાં આવતાં જ ગરૂડ ગર્જી ઉઠ્યો અરે એલા એય નીચ કાંણિયાં કાળા



કાગડા, શું કામને તું આ નિર્દોષ ‘રંગ બે રંગી પતંગિયા’ઓને ત્રાસ આપે છે! શું આ બાગનો માલિક તું એકલો જ બનવા માંગે છે? શું આ બાગનું સર્જન તેં કર્યું છે! ગરૂડની કડવી પરંતુ સત્યવાણી કાંણિયો કાળો કાગડો સાંભળી રહ્યો તેના પેટમાં તેલ રેડાવું શરૂ થયું.

ત્યારબાદ તે કાંણિયો કાળો કાગડો લાગ જોઈ ભાગવાનો પ્રયાસ કરવા લાગ્યો. પરંતુ ગરૂડે ઝપટ મારી તેને પકડી પાડ્યો અને પછી તો તે કાંણિયાને એવો મેથી પાક જમાડ્યો કે તેની આંખોમાંથી ગંગા જમના વહેવા લાગી. કાંણિયા કાળા કાગડાથી વધુવાર મેથી પાક સહન ન થતાં તે બે હાથ જોડી ખરા હૃદયે ‘રંગ બે રંગી પતંગિયા’ઓ, મેં તમારાં ઉપર ત્રાસ વર્તાવેલ હતો જેનો મને હવે ખૂબ જ પસ્તાવો થાય છે! માટે મને હવે ક્ષમા આપશો તો તમારો ઉપકાર થશે! કાંણિયાકાળા કાગડાની આંખોમાં થતો પસ્તાવો જોઈ કાંણિયો કાળો કાગડો ખરાં હૃદયનાં પસ્તાવાં સાથે ત્યાંથી દૂર દૂર ચાલ્યો ગયો.

બાદમાં ‘રંગ બે રંગી પતંગિયા’ઓએ કાંણ્યાં કાળા કાગડાના ત્રાસમાંતી મુક્તિ અપાવવા બદલ ગરૂડ રાજાનો ખરા હૃદયે આભાર માન્યો. આ જોઈ ગરૂડ બોલી ઉઠ્યો. મિત્રો, આ હરીભરી સૃષ્ટિ ઉપર દરેક જીવનો સમાનપણે અને ભાવે જીવવાનો અધિકાર છે જ! માટે તમો બધાં હવે નચિંતપણે અને આનંદપૂર્વક રહો! આટલું બોલી ગરૂડ બધાંની રજા લઈ પોતાના રહેઠાણ તરફ ચાલ્યો ગયો.

પુનઃ તે સુંદર મઝાના બાગમાં રોનક ઉભરાઈ આળી. મહેંકતાં મહેકતાં ફૂલો પણ આનંદિત થઈ રંગ બે રંગી પતંગિયાઓ સાથે આનંદપૂર્વક રમવા લાગ્યાં.

# પોપટ આંબા કેરી ડાળે



ઉનાળાનો ધોમ ધખતો તાપ પૃથ્વી ઉપર વરસી રહ્યો હતો. પાણી માટે વનનાં પશું પંખીઓ આમ તેમ ભટકી રહ્યાં હતાં. બરોબર આવા સમયે આંબાના વૃક્ષ ઉપર એક સુંદર મજાનો પોપટ બેઠો બેઠો મધુર કંઠે ગીતો ગાઇ રહ્યો હતો, આસપાસના વૃક્ષો ઉપર બેઠેલા પંખીઓ જેવા કે કાબર, કોયલ, બુલબુલ, કબુતર, ચક્રવાક, મોર, ઢેલ, સુગરી, બપૈયો વગેરે તે પોપટ ઉપર ગીન્નાઇ ઉઠ્યાં. અને એમાંય કાળો કાગડો તો રીતસરનો બરાડી ઉઠ્યો, અરે અલા એય પોપટીના તુ આંબાના વૃક્ષ ઉપર બેઠો બેઠો ગીતડાં ગાઇ રહ્યો છે. જ્યારે પાણી પીધા વગર અમારા કંઠમાં ભયંકર સોસ પડી રહ્યો છે. અમો બધા વન આખામાં ખૂબ ભટક્યા, પરંતુ અમોને વન કે બાગમાં પાણીનાં દર્શન થયેલ નથી. અન્ય પંખીઓ એ પણ કાગડાની કડવી વાણીમાં શુર પુરાવ્યો, પરંતુ આંબાના વૃક્ષ ઉપર





બેઠેલ પોપટ ઉપર આ બધાં પંખીઓની કડવી ભાષાની વાણીની કોઇ જ અસર ન થઇ બલકે તે તો વધુ સુંદર મઝાનાં જ્ઞાન સભર ગીતો ગાવા લાગ્યો, જાણે આસપાસ તેના સીવાય કોઇ હોય જ નહીં! તેમ તે એકાગ્રતાપૂર્વક મધુર શ્વરે મીઠાં ગીતો ગાવામાં લાગી ગયો, બધા પંખીઓને આથી તે પોપટ ઉપર ભારે રોષ ચડ્યો.

અચાનક વનના પંખીઓનો રાજા ગીધ ત્યાં આગળ આવી પહોંચ્યો. બધાં પંખીઓએ ભેગા મળી રાજાને ફરીયાદ કરી. મહારાજ પાણી પીધા વગરનાં અમારા બધાના ગળા સુકાઇ રહ્યાં છે. ત્યારે આવા કપરા સમયે અને વિકટ સમયે પેલા આંબાના વૃક્ષ ઉપર બેઠેલો પોપટ ગીતો ગાઇ અમારી ક્રુર મશ્કરી કરતો હોય તેમ અમોને લાગે છે! આ સાંભળી ગીધ રાજાએ આંબાના વૃક્ષ ઉપર બેઠેલા પોપટ તરફ જોયું તો તે પોપટ આંખો બંધ કરી પુરી તલ્લીનતા અને એકાગ્રચિતે મધુર સ્વરે ગીત ગાઇ રહ્યો હતો. જાણે કુદરત જોડે મીઠી વાતો ન કરી રહ્યો હોય! ત્યારબાદ ગીધ બોલ્યો, ચાલો આપણે તે પોપટ પાસે જઇએ અને પુછીએ કે ભાઇ અત્યારે અને આ વિકટ સંજોગોમાં આવા ગીતો ગાવાનું કારણ શું છે? કાગડો બરાડી ઉઠ્યો, મહારાજ ગીતો ગાવા પાછળનું બીજુ કારણ શું હોય? તે લુચ્ચો પોપટ આપણને ચીડવવા માંગે છે! ગીધ બોલ્યું, કાગડાભાઇ, આપણે ઉતાવળથી કોઇ માટે આવો અભિપ્રાય બાંધી ન લેવાય સમજ્યા! પહેલા આપણે જાણવું જોઇએ કે તે કહેવા શું માગે છે! આ સાંભળી કાગડો મોઢુ બગાડી ગયો, ત્યારબાદ ગીધ સાથે અન્ય પંખીઓ આંબાના વૃક્ષ ઉપર ગયાં.

તેમ છતાં પોપટની તંદ્રા તુટી નહીં. તો તે મસ્તી પૂર્વક ગીતો ગાઇ રહ્યો હતો. ગીધે પ્રેમ પૂર્વક પૂછ્યું, પોપટભાઇ અરે ઓ પોપટભાઇ કેમ છો? અચાનક ગીધની વાણી સાંભળી પોપટની તંદ્રા

તૂટી. અને આસપાસ નજર કરી તો અસંખ્ય પંખીઓ આંબાના વૃક્ષ ઉપર તેમજ તેની આસપાસ એકઠા થઇ ગયા હતાં. પછી પોપટે ગીધ રાજા ઉપર નજર કરતા કહ્યું, મહારાજ અહીં સુધી આવવાનું પ્રયોજન શું છે? ગીધ બોલ્યું, પોપટભાઇ તમો જાણો છો કે વન આખામાં પાણીનો ભયંકર દુષ્કાળ પ્રવર્તે છે. બધા પશુ પંખીઓ પાણી વગર તરફડી રહ્યાં છે. જ્યારે તમો મસ્તીપૂર્વક ગીતો ગાઇ રહ્યા છો, તો તે માટેનું ઉચિત કારણ જણાવવા કૃપા કરશો! ગીધની વિનમ્ર વાણી સાંભળી પોપટે બધા પંખીઓ સામે પ્રેમભાવે અને દયાભાવે જોયું. જાણે ગુરૂ પોતાના વ્હાલસોયા શિષ્યો સામે ઉત્સુકતાપૂર્વક તાકી રહ્યા હતા! તેમજ તેનો જવાબ સાંભળવા કાન ધરીને બેઠાં હતાં.

ત્યારબાદ તે બધા પંખીઓને ઉદ્દેશીને સ્નેહાળ સ્વરે બોલ્યો. મિત્રો તમો બધાને હું તદન ગાંડો લાગતો હોઇસ ખરું ને! તેમજ તમો બધાને મારા ઉપર ખૂબ જ ગુસ્સો ચડ્યો હશે ખરૂંને! ઉપરાંત તમો બધાને થતું હશે કે આવા કપરા સંજોગોમાં આ પોપટીઓ ગીતો ગાવા માંડ્યો છે ખરૂ ને? ગીધ તેમજ અન્ય પંખીઓ પોપટની કડવી તેમજ સત્યવાણી સાંભળી રહ્યાં. તેઓ બધાને હવે લાગ્યું કે ખરેખર આ પોપટને સમજવામાં તેઓ બધાની ગંભીર ભુલ થઇ રહી છે!

પોપટ ફરી ગંભીર સ્વરે બોલ્યો, મીત્રો એમાં તમારો કશો જ દોષ નથી સમજ્યાં! અત્યારે સમય જ એ પ્રકારનો છે, એટલે આવાં વિચારો આવવા તે સ્વભાવિક જ છે, અનુભવી, ગીધ પણ પોપટની નીર્મળવાણી સાંભળી રહ્યો. પોપટ પુનઃ બોલ્યો, મિત્રો હું ઈશ્વરને કુદરતને ગીતો ગાઇ રીઝવતા, પ્રસન્ન કરતો હતો, કે જો તેઓ આપણા ઉપર કૃપા કરી મેહુલીયાને ધરતી ઉપર મોકલે તો,





આપણા જીવનમાં જીવ પ્રાણ આવે અને ખરેખર તમે થોડીવારમાં જોશો કે ઈશ્વરે મારી પ્રાર્થના અને ગીત સાંભળ્યા છે જ! અને મેહુલીયો જરૂરથી ધરતી ઉપર આવશે જ! અને...અને...થોડીવારમાં તો આકાશમાં ચારે તરફ ઘનઘોર વાદળો ઉમટી પડ્યાં, અને જોત જોતામાં અમીધારે વરસાદ વરસવો શરૂ થયો. આ જોઇ ગીધ સાથે બધા પંખીઓ આનંદમાં આવી ઝુમવા લાગ્યાં, તેમજ બધા પંખીઓ પોપટ પ્રત્યે લાગણીથી ગદ્‌ગદીત્ થઇ ઉઠ્યાં. બધા તે જ્ઞાની પોપટ પ્રત્યે કડવાશ ઓકતા હતા તેમજ તેની ક્રુર મશ્કરી કરી રહ્યા હતા. જ્યારે તે નિર્દોષ જ્ઞાની પોપટ તેમના દુઃખ દર્દ દૂર કરવા માટે ઈશ્વરની આરાધના કરતો હતો. આમ બધા પંખીઓને ખૂબ જ લાગી આવ્યું હતું. તેમજ તેઓને હવે પસ્તાવો પણ થઇ રહ્યો હતો. થોડીવારમાં તો મેહુલીયો ધરતી ઉપર અનહદ વરસાદ વરસાવ્યો, વરસાદના પાણીમાં બધા પશુ પંખીઓ મન ભરીને આનંદ અનુભવતા ન્હાવા લાગ્યાં. આ જોઇ પોપટે ઈશ્વરનો અંતરથી આભાર માન્યો, સાથે તેમની આંખોમાં પ્રેમના આંસુ ઉભરાઇ આવ્યાં.

બાદમાં બધા જ પંખીઓએ ઈશ્વર પ્રત્યે તેમજ પોપટ પ્રત્યે આભાર વ્યક્ત કર્યો. ત્યારબાદ બધા પશુ પંખીઓ ખૂબ જ આનંદ પૂર્વક તેમજ હળીમળીને રહેલા લાગ્યાં.

પેલા આંબાના વૃક્ષ ઉપર બેઠો બેઠો પોપટ રોજ જ્ઞાન સભર ગીતો ગાતો જે સાંભળવા માટે વનના તમામ પશુ પંખીઓ એકઠાં થઇ જતા અને મધુર ગીતોનો આનંદ મેળવતા હતા. ત્યારે ત્યાં આગળનું નૈસર્ગીક અને પ્રાકૃતિક વાતાવરણ બેહદ ખીલી ઊઠ્યું હતું.

# અટકચાળો કાચબો



એક સુંદર મઝાનું તળાવ હતું. તે તળાવમાં એક 'અટકચાળો કાચબો' રહેતો હતો.

એક દિવસની વાત છે. ઉનાળાનો ધોમ તાપ પૃથ્વી ઉપર વરસી રહ્યો હતો. ચારે તરફ બફારો, ઉકળાટ અને સમયે તળાવમાં રહેલ પેલો 'અટકચાળો કાચબો' ખૂબ જ લિજ્જત એ આનંદપૂર્વક ઠંડા પાણીનાં તળાવમાં પૂરી મસ્તીથી તરી રહ્યો હતો. જાણે આ સુંદર મઝાનાં તળાવનોં તે બેતાજ બાદશાહ ન હોય!

અચાનક તે તળાવ ઉપર એક ભીમકાય હાથી પાણી પીવાનાં ઉદ્દેશ્ય સાથે તે તળાવ ઉપર આવ્યો અને તળાવનું મધુર મીઠું પાણી તે પીવાં લાગ્યો. પાણી પીધા બાદ તેને વિચાર આવ્યો કે બહાર ખૂબ જ ગરમી અને તાપ વરસી રહ્યો છે. તોં લાવને થોડીવાર આ તળાવમાં ઠંડા પાણીમાં રહું તો બહારની ગરમીથી તો થોડી રાહત રહેં? બસ, આમ વિચારી તે હાથી તળાવમાં ઉતર્યો અને ઠંડા પાણીમાં જઈને બેઠો. અચાનક પેલા 'અટકચાળા





કાચબાની' નજર તળાવમાં આવેલ હાથી ઉપર પડી આથી તે ચોંકી ઉઠ્યો. અને મનોમન તેને થયું કે જો આ તળાવમાં એક હાથી રહેશે તો બીજા અન્ય પ્રાણીઓ પણ અચૂક આવશેં જ! અને...અને... બાદમાં પોતાની આ તળાવ ઉપરની બાદશાહી સવારી અને સામ્રાજ્ય સંપૂર્ણ પણે સમાપ્ત થઈ જશે! અને આમ વિચારી તેણેં તે હાથીને તળાવમાંથી બહાર ભગાડવાની એક યોજના ઘડી કાઢી અને બાદમાં તે તળાવમાંથી રહેલ હાથીની પાછળ જઈ પહોંચ્યો અને પોતાની યોજનાને અમલમાં મૂકી.

હાથી ખૂબ જ આનંદપૂર્વક તળાવમાં ઠંડા પાણીમાં રહી પ્રતિકાર રહ્યો હતો.

અચાનક તે હાથીને લાગ્યું કે પોતાની પૂંછડી ઉપર કોઈ ચડી રહ્યું છે? આથી તેણે પાછળ નજર કરી તો એક કાચબો પોતાની પૂંછળી ઉપર થઈ તેની પીઠ પહોંચી ગયો અને ત્યાં આગળ તે બરોબરનો ચીપકી ગયો આ જોઈ તે હાથી બરાડી ઊઠ્યો. અરે એલા એય કાચબા, તું આ તે શું કરે છે? અને શા માટે મારી પીઠ ઉપર તું ચીપકી ગયો છે? હાથીની વાત સાંભળી અટક ચાળો કાચબો સામે બરાડી ઉઠ્યો એલા એય હાથીડા, તું આ મારા તળાવમાં તે શું કામને આવ્યો છે? અને બીજું, જો તું આ મારા તળાવમાંતી તાત્કાલીક બહાર ચાલ્યો જા તો જ હું તારી પીઠ ઉપરથી નીચે ઉતરીશ અન્યથા તારી પીઠ ઉપર હું તને તીક્ષ્ણ ચટકાઓ પણ ભરીશ!

અટકચાળા કાચબાની વાત સાંભળી હાથી વિચારમાં પડ્યો. માળું આતો ભારે કહેવાય હો! શું આ તળાવ કાચબાએ બનાવ્યું હશે? થોડીવાર રહી હાથી બોલ્યો એલા એય કાચબા, શું આ તળાવ તે બનાવ્યું છે? કે આ તળાવ ઉપર ફક્ત તારા એકલાનોજ અધિકાર તું સમજે છે? હાથીની કટાક્ષયુક્ત પરંતુ સત્યવાણી સાંભળી કાચબો ગુસ્સાથી ગર્જી ઉઠ્યો એલા એય હાથીડા, તને હું ક્યારનોય વિનંતી કરું છું કે તું આ મારા

તળાવમાંથી ચાલ્યો જા! પરંતુ તને તો જરાયે શરમ કે નાક હોય તેમ લાગતું નથી? માટે મારે તને કડક શિક્ષાના રૂપમાં ભયંકર અને તીક્ષ્ણ ચટકાઓ ભરવા જ પડશે? આટલું બોલી તે કાચબાએ પોતાના તીક્ષ્ણ દાંતો હાથીની પીઠ ઉપર ભરવવાના શરૂ કર્યા.

અને...અને...થોડીવારમાં તો તે ભીમકાય હાથી પણ અચકચાળા કાચબાના તીક્ષ્ણ દાંતોનો પ્રહાર સહન ન કરી શક્યો.

ત્યારબાદ તે હાથીએ મનોમન નિર્ણય કર્યો કે આ ઘમંડી અને અચકચાળા કાચબાને પાઠતો અવશ્ય ભણાવવો જ પડશે! અને બાદમાં તેણે તે માટેની એક યોજના તુરંત જ ઘડી કાઢી.

અટકચાળો કાચબો પોતાની ઘમંડી યોજનામાં મશગુલ હતો તેણે કશી કલ્પનાએ કરેલ નહોતી કે આ ભીમકાય હાથી પણ પોતનો પ્રતિકાર કરશે? અચકચાળો કાચબો વધુ કશું સમજે વિચારે કે સાવચેત થાય તે પહેલાં જ ભીમકાય હાથી પાણીમાંથી ઉભો થયો અને ખૂબ જ ઝડપથી તે તળાવમાંથી બહાર આવ્યો. અટકચાળો કાચબો વિચારમાં પડ્યો માળો આ બુદ્ધુ હાથીડો કરવા તે શું માગે છે?

પરંતુ તે હાથી તળાવમાંથી બહાર નીકળી જંગલ તરફ પૂરપાટ દોડવા લાગ્યો. અટકચાળો કાચબો હાથીની પીઠ ઉપર મજબૂત રીતે ચીપકી ગયો. હતો તેમ છતાં ઉબડ ખાબડ રસ્તા હોવાથી હાથીની પીઠ ઉપરથી તેની પકડ ઢીલી થતી જતી હતી અને...અને...હવે જ તેને આ હાથીની યોજનાનો ખરો ખ્યાલ આવ્યો. હા..હા...આ હાથી બુદ્ધુ ન હોતો પરંતુ તે ખૂબ જ બુદ્ધિ શાળી હતો, અને તેણે પોતાને પાઠ ભણાવવાના ઉદ્દેશ્ય સાથે જ તે જંગલમાં દોડી રહ્યો હતો! અને ખરેખર તે હાથીની મૂળ યોજના જ એ પ્રકારની હતી કે આ અટકચાળા કાચબા ને જિંદગીનો એક અગત્યનો પાઠ તો અવશ્ય ભણાવવો જ પડશે?

અચાનક એક જગ્યાએ વિશાળ ખાડો આવતાં હાથીએ



તુરંત પોતાના પગને જમીન સાથે ચીપકાવી દીધા. અને તે સાથે જ હાથીની પીઠ ઉપર ચીપકેલ અટકચાળો કાચબો પોતાની પક્કડને જાળવી ન શકતાં તે ધડાકા સાથે ઉછળીને સીધો ઉંડા ખાડામાં જઇ પડ્યો.

આથી અટકચાળો કાચબો દુઃખ અને દર્દથી ચિલ્લાઇ ઉઠ્યો અને હવે તેને ખરેખર ભાન થઇ ચુક્યું હતું કે પોતાના ઘમંડીપણા અને અટકચાળા સ્વભાવના કારણે પોતાની આવી દુઃખદ અને દર્દનાશક સ્થિતિ ઉભી થઇ હતી ને? અને હવે તેને ભારે પસ્તાવો થવા લાગ્યો પરંતુ ત્યારે ઘણું મોડું થઇ ગયું હતું!

બાદમાં તે કાચબાએ પોતાનું ઘમંડીપણું અને ગુમાન ઉતારી બે હાથ જોડી હાથીની ખરા હૃદયે માફી માંગતાં તે બોલ્યો અરે ઓ હાથીદાદા, મને મારી ભૂલ બદલ ક્ષમા કરશો? મેં તમોને ઘણો જ અન્યાય કરેલ છે તેમજ તમારું ઘોર અપમાન પણ કરેલ છે! પરંતુ હવે મને કરેલ ખરાબ કર્મો ઉપર ખૂબ જ પસ્તાવો થાય છે.

આમ, તે કાચબાની આંખોમાંથી પસ્તાવાનાં આંસુઓ ઉભરાવા લાગ્યાં. આ જોઇ હાથીને તે કાચબાની ખૂબ જ દયા આવી. બાદમાં પોતાની સૂંઢ વડે તે કાચબાને ખાડામાંથી બહાર કાઢ્યો અને તેને બોધપ્રદ વાણીમાં શિખામણ અને ઉપદેશના પાઠ આપ્યા.

હાથીની ઉપદેશાત્મક અને બોધપ્રદવાણી સાંભળી કાચબો પોતાની જાતને ધન્યતા અનુભવતો ત્યાંથી ખરા હૃદયના પસ્તાવા સાથે ચાલ્યો ગયો.

બાદમાં હાથી પણ પોતાના રહેઠાણ તરફ ચાલતો થયો.

# રાજહંસ અને રંગબેરંગી માછલીઓ



એક સુંદર મઝાનું તળાવ હતું. તે તળાવમાં પુષ્કળ પ્રમાણમાં રંગ બે રંગી માછલીઓ રહેતી હતી.

એક વખત તે તળાવની બધી રંગ બે રંગી માછલીઓ ભેગી મળી વિચારવા લાગી કે આજની આ આધુનિક દુનિયા અને સમાજ કેટલો બધો આગળ વધી રહ્યો છે! જ્યારે તેઓ તો શિક્ષણના અભાવે પાછળ અને પાછળ જ રહ્યા કરીએ છીએ! માટે આ આધુનિક દુનિયા અને સમાજ સાથે તાલ મીલાવી પ્રગતી કઈ રીતે કરવી. તેના ઉપાય અને વિચારણામાં તેઓ બધી રંગ બે રંગની માછલીઓ ચિન્તાગ્રસ્ત ચહેરે બેઠી હતી.

અચાનક તે બધી રંગ બે રંગી માછલીઓની વચ્ચે થી એક ખૂબ જ સુંદર મઝાની તેમજ બુદ્ધિશાળી અને ચતુર એવી પચરંગી માછલી ઓને ઉદ્દેશીને તે બોલી મિત્રો આપણે જીવનમાં આગળ વધવા અને જીવન વિકાસ સાધવા માટે શિક્ષણ ખાસ



મેળવવું પડશે! અને શિક્ષણ મેળવવા માટે આપણે બધાંએ કોઈ જ્ઞાની ગુરૂજીની શોધ કરવી પડશે! પચરંગી માછલીની વાત સાંભળી બધી રંગ બે રંગી માછલીઓ બોલી મિત્રો, આપણે બધાં આજ અને અત્યારથી જ જ્ઞાની ગુરૂજીની શોધમાં લાગી જઈએ બરોબર? બધી માછલીઓએ સંમતિમાં ડોક હલાવી. ત્યારબાદ બધી માછલીઓ વિખેરાઈ ગઈ.

એક દિવસ પચરંગી માછલી તળાવથી થોડે દૂર નીકળી ગઈ., અચાનક તેની નજર દૂર પાણીમાં તરી રહેલ સફેદ દૂધ જેવા જ્ઞાની રાજહંસ ઉપર પડી. આથી તેની આંખોમાં ચમક ઉભરાઈ આવી. ત્યારબાદ તે જ્ઞાની રાજહંસ પાસે પહોંચી ગઈ. અને પછી તેમને ઉદ્દેશીને તે વિનમ્ર સ્વરે બોલી. પ્રણામ રાજહંસજી! અચાનક કોમળ અવાજ સાંભળી રાજહંસ ચોંક્યો. અને બાદમાં તેની નજર પચરંગી માછળી ઉપર પડતાં જ તેં બોલી ઉઠ્યો પધારો પધારો પચરંગી માછલીજી!

જ્ઞાની રાજહંસનો મીઠો મધુર આવકાર સાંભળી પચરંગી માછલી પ્રભાવિત થઈ ઉઠી. થોડીવાર રહી પચરંગી માછલી પુનઃ બોલી રાજહંસજી અમો બધી માછલીઓ શિક્ષણના અને જ્ઞાનના અભાવે ખૂબ જ પછાત છીએ! જેથી સમાજ સાથે યોગ્ય તાલ મીલાવી શકતી નથી! તો આપ અમારી ઉપર કૃપા કરી. અમોને દેશ વિદેશનું જ્ઞાન અને શિક્ષણ આપી ન શકો? બીજુ તમો તો અનેક દેશ વિદેશનો પ્રવાસ ખેડ્યો હશે. એટલે ત્યાં આગળનું જ્ઞાન, શિક્ષણ પદ્ધતિ, રહેણી કરણી વગેરેથી આપ સુપરિચિત હશો જ! તો તે અંગેની આધુનિક માહિતી, શિક્ષણ વગેરે નો લાભ અમોને આપો તો તમારા આભારી થઈશું?

પચરંગી માછલીની બુદ્ધિયુક્ત તેમજ તર્કસંગતવાણી સાંભળી રાજહંસને થયું કે આ પચરંગી માછલી તેમજ અન્ય રંગબેરંગી માછલીઓને જ્ઞાન અને શિક્ષણ આપવું તે ખરેખર એક પુણ્યનું કાર્ય કહેવાય! અને આમ, તે જ્ઞાની રાજહંસે કાલથી જ તળાવ ની તમામ રંગબેરંગી માછલીઓને શિક્ષણ આપવાનું વચન આપ્યું. આ સાંભળી પચરંગી માછલી ખૂબ જ આનંદિત થઈ ઊઠી. બાદમાં તે રાજહંસની રજા લઈ પુનઃ તે તેના સાથીઓ મિત્રો પાસે આવી પહોંચી. અને નવા ગુરૂજી મલ્યા અંગેની વિગતે વાત કહી. આ સાંભળી બધી રંગ બે રંગી માછલીઓમાં અનેરો ઉત્સાહ એ જોમ ઉભરાઈ આવ્યાં. હા...શ...! હવે તો નવું નવું જાણવા અને શિખવા મળશે! વાહ! ભલું થશે તે જ્ઞાની રાજહંસજીનું!

બીજા દિવસે સવારનો ખૂશ્નુમા સમય હતો. મધુર મીઠી હવા લહેરાઈ રહી હતી. સૂર્યનારાયણનો કૂમળો કૂમળો પ્રભાવ તળાવ ઉપર પથરાઈ ગયો હતો. તેથી તળાવનું રંગીન પાણી પણ સોનેરી અને ચળકાટ મારતું લાગી રહ્યું હતું.

બરોબર આવા સમયે રૂની પૂણી જેવો તેમજ પ્રભાવશાળી ચહેરો ધરાવતો જ્ઞાની રાજહંસ તે તળાવ ઉપર આવી પહોંચ્યો.

આ જોઈ બધી રંગ બે રંગી માછલીઓ શિસ્તબદ્ધ લાઈનમાં ગોઠવાઈ ગઈ. સૌથી આગળ પચરંગી માછલી હતી. તેણે જ્ઞાની રાજહંસ ગુરૂજીને પ્રણામ કર્યાં. તે જોઈ અન્ય રંગ બે રંગી માછલીઓએ પણ રાજહંસ ગુરૂજીને પ્રણામ કર્યાં. આ જોઈ રાજહંસ ખૂબ જ પ્રભાવિત થઈ ઉઠ્યો. બાદમાં તેણે શિક્ષણનું કાર્ય શરૂ કર્યું. જુઓ મિત્રો, વિદ્યાર્થીઓ, અત્યારે દુનિયામાં ખાસ મહત્ત્વના જો કોઈ વિષયો અને ભાષા હોય તો તે છે. અંગ્રેજી,



વિજ્ઞાન, પર્યાવરણ અને માતૃભાષા, જ્યારે ગૌણ વિષયોમાં સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર વગેરે છે. આપણે પ્રથમ વિષય લઈશું. માતૃભાષા બરોબર! બધી રંગ બે રંગી માછલીઓ જ્ઞાની રાજહંસની પ્રભાવિત જ્ઞાન સભરવાણી અને શિક્ષણ શિખવવાની પદ્ધતિ સાંભળી આનંદિત થઈ ઉઠી. ત્યારબાદ જ્ઞાની રાજહંસે પ્રથમ માતૃભાષાનાં શિક્ષણથી શરૂઆત કરી.

અને આમ, રોજના છ છ આઠ આઠ કલાક સુધી જ્ઞાની રાજહંસે રંગ બે રંગી માછલી ઓને ભરપૂર શિક્ષણ આપ્યા કર્યું અને...અને...થોડાં સમયમાં તો તે તળાવની રંગ બે રંગી માછલીઓ શિક્ષણમાં નિપૂણતા પ્રાપ્ત કરતી ગઈ. અને અંગ્રેજીમાં તો તેઓ બધી ફટોફટ બોલવા પણ લાગી.

આમ, થોડા દિવસોમાં તો તે તળાવનું નામ દેશ વિદેશોમાં ગુંજવા માંડ્યું. અન્ય તળાવોમાં રહેલ માછલીઓ પણ આ રંગીન તળાવમા આવવા લાગી. ત્યારબાદ તે તળાવમાં એક પણ માછલી શિક્ષણથી વંચિત રહી નહીં શિક્ષણનો વ્યાપ વધતાં તે તળાવમાં અન્ય સ્કુલો, શાળાઓ, કોલેજો ખુલવા લાગ્યાં. રોજગાર ધંધા વિકસવા લાગ્યા. અને થોડાં સમયમાં તો તે તળાવનો ડંકો વિશ્વભરમાં વાગવા લાગ્યો. તે તળાવની તમામ રંગબેરંગી માછલીએ આ જોઈ જ્ઞાની રાજહંસ નો ખૂબ જ ખૂબ આભાર માન્યો. આ સાંભળી જ્ઞાની રાજહંસ બોલી ઉઠ્યો. મિત્રો દરેક શિક્ષિત વ્યક્તિએ અન્ય એક અભણને જ્ઞાન આપવું અને તેને શિક્ષણમાં માહિર બનાવવું જોઈએ. અને આમ, તે તળાવમાં જ્ઞાની રાજહંસ તેમજ રંગ બે રંગી માછલીઓ શિક્ષણનો વ્યાપ વધારતાં ગયાં.

# સોનેરી પક્ષી



સુંદર મઝાનો એક બગીચો હતો. તે બગીચામાં જાત જાતનાં અને ભાત ભાતનાં ફળો ફુલો લહેરાતાં હતાં.

સાંજ પડે અને પંખીઓથી બગીચો ગુંજી ઉઠતો હતો. બગીચાના વૃક્ષે વૃક્ષે અને ડાળીઓ પર પંખીઓ આનંદથી ઝૂમવા લાગતા હતાં. કુદરતના અણમોલ અલૌકિક સાનિધ્યમાં નિર્દોષ ભલા ભોળા પંખીઓમાં નેક, પ્રમાણિક વૃત્તિ ખૂબ જ જોવા મળતી હતી. વૃક્ષો ઉપર આટલાં બધા ફળો ફૂલો ઉગતાં હતાં. પરંતુ પંખીઓ તેનો બગાડ બિલકુલ કરતાં નહીં. આ જોઈ બગીચાની દેખરેખ રાખતા માળી પણ અચંબામાં પડી જતા હતા. આથી તેઓને દરેક પંખીઓ ઉપર ખૂબ જ પ્રેમ થઈ આવ્યો હતો.





એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. બગીચો તથા બગીચામાં રહેલ કૌટુંબિક ભાવનાઓથી વસતાં પખીઓ આનંદનો આલાપ છેડતાં હતાં. આહ્‌લાદક વાતાવરણ હતું. મંદમંદ વાયરો વાઈ રહ્યો હતો. એવામાં એક વિચિત્ર સોનેરી પક્ષી તેઓની વચ્ચે આવી ચડ્યું અને દુઃખ ભર્યા સ્વરે દરેક પંખીઓને કહેવાં લાગ્યું કે હે મિત્રો, હું મારા વતન ભણી જઈ રહ્યો હતો. પરંતુ રસ્તો ભૂલી જવાના કારણે હું મારા વતન જઈ શક્યો નહીં. ઉડતાં ઉડતાં હું અહિં આવી રહ્યો છું. જો મને થોડા દિવસ અહીં રહેવાની પરવાનગી આપો તો તમારો ઘણો ઉપકાર થશે!

સોનેરી પક્ષી ની દુઃખદ દર્દભરી કહાની તેની દયાજનક મુખમુદ્રા જોઈ ભલા ભોળા પંખીઓ પીગળી ગયા અને સોનેરી પંખીને રહેવાની છૂટ આપી. પરંતુ ભોળા નિર્દોષ પંખીઓને ક્યાંથી ખબર હોય કે કોઈ પણ દિવસ અજાણ્યાઓનો ભરોસો કરવો ન જોઈએ!

સોનેરી પક્ષી એ ધીરે ધીરે દરેક પંખીઓનો વિશ્વાસ સંપાદન કરી લીધો પછી જ્યારે રાત્રે દરેક પંખીઓ ઊંઘી રહ્યાં હોય ત્યારે તે જાગતું અને ફળો ખાવા લાગતું. આમ થોડા દિવસ ચાલ્યું. એક દિવસ બગીચાના માળીને શંકા ગઈ માળું આટલાં વર્ષોમાં જે નથી બન્યું તે હવે બનવા લાગ્યું. આથી તેણે મનોમન નિર્ણય કર્યો કે આજે આખી રાત ઓરડીમાં જાગતાં રહેવું પડશે! તે મુજબ તેઓ અધખુલ્લી બારી પાસે છુપાઈને બેઠા રહ્યા. સોનેરી પક્ષીએ પોતાની આદત મુજબ આમતેમ નજર ઘુમાવી દરેક પંખીઓ ગાઢ મિઠી નિંદ્રામાં પોઢી રહ્યાં હતાં, રાત્રિનો અંધકાર અવનિ પર પથરાઈ ચૂક્યો હતો. આકાશમાં તારલાઓ આંખ મિચોલી ખેલી રહ્યાં હતાં. ચંદ્રમા પૂર્ણકળાએ આકાશમાં પ્રકાશિત થઈ રહ્યો હતો. સોનેરી પક્ષી પોતાના માળામાંથી ધીરે રહી બહાર આવ્યું એ ઉડીને પાકેલાં મીઠાં મધ જેવાં ફળો ખાવા લાગ્યું. માળી અધખુલ્લી બારીમાંથી આ દ્રશ્ય જોઈ રહ્યો હતો. તેમની આંખોમાં ક્રોધ છવાઈ

ગયો પછી તેઓ ધીરે રહી બહાર નીકળ્યા અને સોનેરી પક્ષી જ્યાં બેઠું હતું ત્યાં આગળ બિલકુલ અવાજ કર્યા વગર જઇ પહોંચ્યા. સોનેરી પક્ષી મોજ મસ્તીથી ફળો ખાઇ રહ્યું હતું. તેમજ અર્ધા ફળોનો બગાડ પણ કરી રહ્યું હતું. તેને સ્વપ્નેય કલ્પના ન હોતી કે આ બગીચાની આ છેલ્લી રાત હશે. તે તો આનંદથી ફળો ખાવામાં ડૂબી ગયું હતું. અચાનક માળીના હાથનો પંજો લંબાયો અને સોનેરી પક્ષી કશું વિચારે તે પહેલાં માળીના હાથના પંજામાં પકડાઇ ગયું. અને માળીએ ઓરડીમાં જઇને તેને પૂરી દીધું.

સવાર પડી માળીએ દરેક પંખીઓને ભેગા કર્યા અને રાત્રિનીં બનેલ ઘટના કહી સંભળાવી. આ સાંભળી દરેક પંખીઓની આંખોમાં નફરત છવાઇ ગઇ. આ જોઇ સોનેરી પક્ષીને પણ પોતાની ભૂલ સમજાણી પછી તે માફી માંગતાં સ્વરે બોલ્યું. મિત્રો, તમે મને દયા, પ્રેમ, ભલમનસાઇથી જે આશરો સહારો આપ્યો હતો તેનો મેં બૂરી રીતે બદલો ચુકવ્યો છે. ઉપકારનો બદલો અપકારથી ચૂકવ્યો તે બદલ તમારા બધાંની હું ખરા હૃદયના પસ્તાવા સાથે માફી માંગુ છું. હવે પછી હું આવું કૃત્ય કદાપી નહીં કરું તેનુ હું વચન આપું છું.

ત્યારબાદ સોનેરી પક્ષી તે બગીચો છોડી ખરા હૃદયના પસ્તાવાં સાથે પોતાના વતનભણી ચાલ્યું ગયું.

આમ દરેક પંખીઓને એક નવો બોધપાઠ શીખવા મલ્યો કે કોઇ પણ અજાણી વ્યકિત ઉપર કદાપી ભરોસો મૂકવો જોઇએ નહીં. ક્યારેક ઉપકારનો બદલો અપકારથી મળતો હોય છે. જે આ વાતો ઉપરથી આપણને જાણવા શીખવા મળે છે.



# ઈર્ષાળું કાગડો



એક સુંદર મઝાનું ગુલમહોરનું વૃક્ષ હતું. તે વૃક્ષ ઉપર એક બેહદ ખૂબ સુરત તેમજ શૂરીલો અને મધુર મીઠો કંઠ ધરાવતી કોયલ રહેતી હતી. સાંજ પડતાં જ તે કોયલ પોતાના મધુર કંઠે મીઠાં મધુર ગીતોને વહેતાં મુકતી. આવા સુંદર ગીતો સાંભળી આસપાસનાં વૃક્ષો ઉપર વસતાં પંખીઓ જવાં કે મેના પોપટ, હોલો હાલી, બુલબૂલ, મોરઢેલ, કબૂતર કબૂતરી, ચાતક, ચક્રવાક, સુંગરી, તેમજ રંગ બે રંગી પતંગિયા ભમરા વગેરે ગુલમહોરના વૃક્ષ પાસે દોડી આવતાં મધુર ગીતો સાંભળવાનો લાભ લેતાં હતાં.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. મસ્ત મધુર હવા લહેરાઇ રહી હતી. વાતાવરણ ખૂબ જ મનમોહક, રંગીન અને આહ્‌લાદક હતું. આવા મધુર સમયે ગુલમહોરના વૃક્ષ ઉપર બેસી કોયલ કામણગારા મીઠા સ્વરે મધુર ગીતો ગાઇ રહી હતી. અન્ય

પંખીઓ પણ ગુલમહોરના વૃક્ષ ઉપર આવી સુંદર ગીતો સાંભળી રહ્યાં હતાં. બરોબર આવા સમયે એક લુચ્ચો તેમજ ઈર્ષાળું કાગડો ગુલમહોરના વૃક્ષની સામે આવેલ એક લીમડાનાં વૃક્ષ ઉપર આવીને બેઠો અને સામે ગુલમહોરના વૃક્ષ ઉપરનું આવું સુંદર મઝાનું અલૌકિક અને અદ્‌ભૂત વાતાવરણ જોયું. આથી તેનો ઈર્ષાળું સ્વભાવ ઉછળી આવ્યો. ત્યારબાદ તેણે એક કપટભરી યોજના ઘડીકાઢી અને પછી રાત પડવાની રાહ જોવાં લાગ્યો.

રાત્રીનો ગાઢ અંધકાર અવની ઉપર ઉતરવાં લાગ્યો. ઠંડી હવા લહેરાવા લાગી. બધાં નિર્દોષ પંખીઓ પોતપોતાનાં રહેઠાણ ઉપર જઈ વિશ્રામ કરી રહ્યાં હતાં. પરંતુ પેલો ઈર્ષાળું કાગડો વિશ્રામ કરવાના બદલે ઈર્ષાથી સળગી રહ્યો હતો. ત્યારબાદ તેણે ખૂંચી નજરે આસપાસનાં વૃક્ષો તરફ જોયું તો બધાં પંખીઓ ગાઢ નિંદ્રામાં સરી ગયેલ દેખાણાં.

ત્યારબાદ તે ઈર્ષાળું કાગડો ધીરે રહી ઉઠ્યો અને સીધો ગુલમહોરના વૃક્ષ ઉપર માળો બાંધીને રહેતી કોયલના રહેઠાણ ઉપર પહોંચી ગયો. નિર્દોષ, કોયલ તેમજ તેના નાનાં નાનાં બચ્ચાઓ શાંતિપૂર્વક માળામાં ઉંઘી રહ્યાં હતાં. ઈર્ષાળું કાગડા એ ધીરે રહી, નિર્દોષ કોયલનો માળો પોતાની તીક્ષ્ણ ચાંચો વડે કાપવા લાગ્યો. અને થોડીવારમાં તો કોયલનો માળો વૃક્ષ ઉપરથી ધબાકા સાથે નીચે પટકાયો. અને કરૂણ આક્રંદ કરવા લાગ્યાં. લુચ્ચો કાગડો ખડખડાટ હસતો હસતો લીમડાના વૃક્ષ ઉપર જતો રહ્યો. આ તરફ આખી રાત કોયલ તેમજ તેનાં બચ્ચાંઓ ઠંડીમાં ઠુઠવાતાં રહ્યાં.



સવાર પડતાં જ કોયલ તેમજ તેનાં બચ્ચાઓનું કરૂણ આક્રંદ અને દુઃખદ પરિસ્થિતિ નિહાળી આસપાસનાં વૃક્ષો ઉપર વસતાં પંખીઓ દોડી આવ્યાં. અને તેમણે જાણ્યું કે આવી કરૂણ પરિસ્થિતિનું નિર્માણ કરનાર બીજું કોઇ નહીં પરંતુ ગઇકાલે જે ઈર્ષાળું કાગડો લીમડાના વૃક્ષ ઉપર રહેવા આવ્યો હતો તેણે જ આ પરાક્રમ કર્યું હતું! આ સાંભળી બધાં પંખીઓ તે ઈર્ષાળું કાગડા ઉપર ક્રોધે ભરાયા હતાં.

ઈર્ષાળું કાગડો ગુલમહોરના વૃક્ષ પાસે બનતી ઘટના નિહાળી રહ્યો હતો. તેણે જાણ્યું કે ગઇકાલે રાત્રે તેણે જે પરાક્રમ કર્યું હતું તે સઘળી બિના પરાક્રમ પેલી કોયલે અન્ય પંખીઓને કહી દીધી છે! આ જાણી તેના પેટમાં તેલ રેડાયું. અને તે તુરંત સમજી ગયો કે હવે વધુ વખત આ લીમડાના વૃક્ષ ઉપર રહેવું જોખમકારક છે! અને બન્યું પણ એમ જ! બધાં પંખીઓ ગુસ્સાપૂર્વક લીમડાના વૃક્ષને ઘેરી વળ્યાં. ઈર્ષાળું કાગડો જેવો ભાગવા ગયો તે સાથે જ બધાં પંખીઓએ તેને પકડીને લીમડાના વૃક્ષ ઉપર ઉંધા માથે લટકાવ્યો. તેમજ થોડો મેથીપાક પણ જમાડ્યો. આથી ઈર્ષાળું કાગડા ની આંખોમાં ચોધાર આંસુઓ ઉભરાઈ આવ્યાં અને તેને હવે પસ્તાવો પણ થવા લાગ્યો. ત્યારબાદ તે ખરા હૃદયના પસ્તાવા સાથે ત્યાંથી દૂર દૂર ચાલ્યો ગયો.

બાદમાં બધાં પંખીઓએ ભેગામળી કોયલને નવેસરથી સુંદર મઝાનો તેમજ કલાત્મક માળો બનાવી આપ્યો. આ જોઇ કોયલ ખૂબ જ ગદગદીત થઈ ઉઠી.

# સોનેરી ખીસકોલી અને પોપટ



એક સુંદર મઝાનું લીલું છમ એવું વન હતું. તેં વનમાં આવેલ ગુલમહોરના એકવૃક્ષ ઉપર કેટલાક પોપટ રહેતા હતા. જેમાંના એક પોપટનું નામ હતું મીઠું પોપટ. તે મીઠું પોપટ ખૂબ જ હોશિયાર અને બુદ્ધિશાળી હતો.

તે ગુલમહોરના વૃક્ષની બખોલમાં એક સોનેરી રંગની ખિસકોલી રહેતી હતી. તે સોનેરી ખિસકોલી અને મીઠું પોપટ વચ્ચે ભારે મિત્રતા હતી.

એક વખત ગુલમહોરના વૃક્ષ ઉપર મીઠું પોપટ અને સોનેરી ખિસકોલી બેઠાં બેઠાં રંગ બે રંગી વાતો ઉપર ચડ્યાં. અચાનક મીઠું પોપટ બોલ્યો. મિત્ર સોનેરી ખિસકોલી તારો આવો સુંદર મઝાનો તેમજ દિવ્ય ઝગારા મારતો સોનેરી રંગ શું મને ન મળે? જો તારા જેવો સોનેરી રંગ મને મળ્યો હોત ને તો આ મારા





સાથીઓ તેમજ અન્ય પંખીઓ ઉપર મારો પ્રભાવ ખૂબ જ પડત! ખેર! શું તારા જેવા રંગ મેળવવા માટે અન્ય કોઈ ઉપાય તારા ધ્યાનમાં છે ખરો? સોનેરી ખિસકોલી બોલી મિત્ર, આતો કુદરતે અલગ અલગ રંગોમાં બનાવ્યાં છે? જેમાં હવે આપણે કોઈ જ પ્રકારનો ફેરફાર કરી શકતા નથી. સમજ્યો! માટે આપણે જે રંગ છે તેમાંજ આપણે સંતોષ માનવો જોઈએ! પરંતુ મીઠું પોપટને તો સોનેરી રંગનો જ મોહ હતો! થોડીવાર રહી તે બોલ્યો. મિત્ર ખિસકોલી તું ગમે તે કહે પરંતુ મારે તો તારા જેવો જ સોનેરી રંગ કરવો છે! અને તે માટે મારે ભલે કૃત્રિમ રંગ ધારણ કરવો પડે? તેમજ આ માટે હું કાલે જ શહેરમાં જઈ સોનેરી રંગનો એક ડબો લઈ આવીશ! સોનેરી ખિસકોલીએ તે મીઠું પોપટ ને સમજાવવાના અનેક પ્રયત્નો કર્યાં. પરંતુ મીઠું પોપટ એકનો બે ના જ થયો!

સવારનો ખુશ્નુમા સમય હતો. વન આખું મધુર ગીતોથી ગુંજી રહ્યું હતું. આવા સમયે મીઠું પોપટ ઉડ્યો. અને શહેરમાં જઈ સોનેરી રંગનો એક ડબ્બો ઉપાડી લાવ્યો. ત્યારબાદ તેણે તે સોનેરી રંગના ડબ્બાનું ઢાંકણું ખોલ્યું અને પછી તે સોનેરી રંગને આખા શરીર ઉપર લગાડવા લાગ્યો. થોડીવારમાં તો તે મીઠું પોપટ સોનેરી રંગનો બની ગયો.

આમ, તે મીઠું પોપટે પોતાનું ધાર્યું કર્યું. અને સોનેરી ખિસકોલીને બોલાવી પોતાના શરીર ઉપર લાગેલ આબેહુબ સોનેરી રંગનું પ્રદર્શન કરવા લાગ્યો. સોનેરી ખિસકોલી મનોમન આ કૃત્રિમ રંગ અને મીઠું પોપટ ઉપર હસવા લાગી. આ રીતે મીઠું પોપટ બીજા સાથીઓ તેમજ અન્ય પંખીઓ ઉપર કૃત્રિમ પ્રભાવ પાડવા લાગ્યો.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. ચારે તરફ મધુર હવા લહેરાઇ રહી હતી. આવા સમયે મીઠું પોપટ ગળું ફુલાવી ગુલમહોરના વૃક્ષ ઉપર બેઠો બેઠો બે સૂરા સ્વરે ગીતો ગાઇ રહ્યો હતો. તેનાં બે સૂરા ગીતો સાંભળી અન્ય સાથી પોપટો તેનાથી દૂર ચાલ્યાં ગયાં હતાં. બરોબર આવા સમયે એક શિકારી ફરતો ફરતો આ ગુલમહોરના વૃક્ષ પાસે આવી ચડ્યો. અને સહસા તેની નજર આ મીઠું સોનેરી પોપટ ઉપર પડી. આવો સુંદર મઝાનો સોનેરી પોપટ નજરે પડતાં જ શિકારીની આંખો ચમકી ઉઠી. ત્યારબાદ તે આ સોનેરી પોપટને પકડવાની તૈયારી કરવા લાગ્યો.

મીઠું સોનેરી પોપટ આંખો બંધ કરી બે સૂરા સ્વરે ગીતો ગાવામાં તલ્લીન હતો. આવા સમયે લુચ્ચો શિકારી ધીરેધીરે ગુલમહોરના વૃક્ષ ઉપર ચડવા લાગ્યો અને અને પછી તેણે લાંબો હાથ કરી તે મીઠું સોનેરી પોપટને પકડી લીધો. અચાનક આવું અકલ્પિત આક્રમણ થતાં મીઠું સોનેરી પોપટ ચોંકી ઉઠ્યો. ત્યારબાદ તેણે શિકારીના હાથમાંથી છુટવા માટે અનેક પ્રયત્ન કર્યા પરંતુ તે શિકારીના લોખંડી હાથમાંથી છુટવું અશક્ય હતું.

લુચ્ચો શિકારી બિહામણું અટ્ટહાસ્ય કરતો બોલ્યો એલા એય સોનેરી પોપટ, તને તારા આ સોનેરી રૂપનું અને રંગનું ખૂબ જ અભિમાન છે ખરૂને! આ સાંભળી મીઠું સોનેરી પોપટ ગભરાઇને બોલી ઉઠ્યો અને શિકારીભાઇ. આ સોનેરી રંગ તો કૃત્રિમ છે. આ કુદરતે બક્ષેલ અસલ રંગ નથી હો! માટે મને છોડી દો તો તમારો ઘણો ઉપકાર થશે! શિકારી બોલ્યો એલા એય હવે મારા હાથમાં સપડાઇ ગયો છે એટલે આ કૃત્રિમ રંગ છે તેમ કહી મને ઉલ્લુ બનાવવા માંગે છે કેમ? પરંતુ તારી વાત તો માનવાનો જ નથી



સમજ્યો? આમ કહી તે લુચ્ચો શિકારી મીઠું સોનેરી પોપટને લઇ ગુલમહોરના વૃક્ષ ઉપરથી નીચે ઉતરવા લાગ્યો.

ઉપરોક્ત ઘટના અન્ય પોપટ, પંખીઓ, તેમજ સોનેરી ખિસકોલી દૂર ઉભા રહી નિહાળી રહ્યાં હતાં. સોનેરી ખિસકોલી બધાં પંખીઓને ઉદ્દેશીને બોલી મિત્રો, આ મીઠું પોપટને આપણે કોઇ પણ હિસાબે લુચ્ચાં શિકારીના હાથમાંથી છોડાવવો જ પડશે! ગમે તેમ તો તે આપણો જાતભાઇ જ ગણાય ને! બધાં પંખીઓ બોલ્યાં હા, હા. આ સોનેરી ખિસકોલીની વાત સાચી જ છે! ત્યારબાદ સોનેરી ખિસકોલી ની આગેવાની હેઠળ એક યોજના ઘડી કાઢવામાં આવી. અને પછી તેનો અમલ કરવામાં બધા લાગી ગયાં.

આ તરફ લુચ્ચો શિકારી અનહદ આનંદ સાથે મીઠું સોનેરી પોપટને લઇને ગુલમહોરના વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યો અને હજુ તો તે આગળ વધવા જાય તે પહેલાં જ સોનેરી ખિસકોલીએ તેના પગમાં એક જોરદાર બચકું ભર્યું. અચાનક પગ ઉપર આક્રમણ થતાં તે શિકારી પગ દબાવતો નીચે બેસી પડ્યો. અને તે શિકારી વધુ સાવચેત થાય તે પહેલાં જ અસંખ્ય પંખીઓ તેનાં માથા ઉપર તેમજ શરીર ઉપર ચાંચો મારવા લાગ્યાં. મીઠું સોનેરી પોપટ આશ્ચર્યથી તેના સાથી મિત્રોની લાગણી અને પ્રેમને જોઇ રહ્યો.

ખરા સંકટના સમયે તેના મિત્રો તથા સોનેરી ખિસકોલીને આવેલ જોઇને તે ગદ્ગદીત થઇ ઉઠ્યો. લુચ્ચો શિકારી પંખીઓ તથાં સોનેરી ખિસકોલીથી બચવા માટે આમતેમ દોડી રહ્યો હતો. સોનેરી ખિસકોલી વારંવાર શિકારીના પગમાં બચકાં ભરવા લાગી જ્યારે પંખીઓ તે શિકારીને ચાંચો મારવા લાગ્યાં.

અંતે તે શિકારી ત્રાહિમામ, ત્રાહિમામ પોકારી ઉઠ્યો. અને બે હાથ જોડી કરગરી ઉઠ્યો તેમજ પંખીઓની માફી માંગતાં બોલી ઉઠ્યો અરે ઓ પંખીઓ અરે ઓ સોનેરી ખિસકોલીજી, મે આ સોનેરી પોપટનો અપરાધ કર્યો છે! તે બદલ મને ક્ષમા કરશો તેમજ આજ પછી કોઈ દિવસ હું આ તરફ આવીશ જ નહીં તે ઉપરાંત હવે હું કોઈ પણ પશુ પંખીને પકડીશ નહીં તેનું હું તમોને વચન આપું છું. શિકારીની આંખોમાં પસ્તાવાનાં આંસુઓ જોઈ પંખીઓ તેમજ સોનેરી ખિસકોલીને તેની દયા આવી. અને બાદમાં તે શિકારીને માફી આપી ત્યારબાદ તે શિકારી ખરા હૃદયના પસ્તાવા સાથે ત્યાંથી ચાલ્યો ગયો.

બાદમાં મીઠું સોનેરી પોપટ સોનેરી ખિસકોલી, તેમજ અન્ય પંખીઓનો આભાર માનતાં બોલી ઉઠ્યો. મિત્રો, આજે તમો બધાં જો સમયસર મારી મદદે આવ્યાં ન હોત ને તો આ શિકારી મને જરૂરથી ઉપાડી ગયો હોત! તેમજ જો આ ભલી સોનેરી ખિસકોલી ની સાચી સલાહ માની હોતને કે કુદરતે બક્ષેલ રંગોમાંજ જો સંતોષ માન્યો હોત તો આજે આ પરિસ્થિતિ ઉભી થઈ ન હોત!

અને આમ, મીઠું પોપટ કૃત્રિમ રંગ ત્યજીને પોતાનો મૂળ અસલ જ રંગ રાખ્યો.

બાદમાં ગુલમહોરના વૃક્ષ ઉપર સોનેરી ખિસકોલી અને મીઠું પોપટ સાથે અન્ય પંખીઓ પણ ખૂબ જ આનંદપૂર્વક રહેવા લાગ્યાં.



# પોપટ અને શિકારી



એક સુંદર મઝાનું વન હતું. તે વનમાં આવેલ એક વિશાળ આંબાના વૃક્ષ ઉપર અસંખ્ય પ્રમાણમાં રંગ બે રંગી પોપટ રહેતા હતા. ઉપરાંત તે આંબાના વૃક્ષ ઉપર મબલખ પ્રમાણમાં કેરીઓનાં ઝૂમખે ઝૂમખાં લટકી રહ્યાં હતાં.

સાંજ પડતાં જ તે આંબાના વૃક્ષ ઉપરનાં બધા રંગ બે રંગી પોપટ કેરીઓના ઝૂમખાં ઉપરની મધુર મીઠી કેરીઓ ખાતાં ખાતાં હિંચકા ખાવાનો આનંદ ઉઠાવતા હતા. અને સાથો સાથ મધુર ગીતો પણ ગાતાં ત્યારે ત્યાં આગળનું પ્રાકૃતિક વાતાવરણ અત્યંત ખીલી ઉઠતું હવા વૃક્ષો પણ ડોલવાં લાગી જતાં.

એક દિવસની વાત છે. સંધ્યાનો સોનેરી અને આહ્‌લાદક સમય હતો. મધુર મીઠી હવા લહેરાઈ રહી હતી. આંબાના વૃક્ષ ઉપરના બધા રંગ બે રંગી પોપટો કેરીઓના ઝૂમખાં ઉપર બેલી હિંચકા ખાઈ રહ્યાં હતાં. સાથે સોનેરી સુંદર મઝાનાં ગીતો પણ ગાઈ રહ્યા હતા. બરોબર આવા સમયે એક લુચ્ચો અને સ્વાર્થી શિકારી એક હાથમાં જાળ અને બીજા હાથમાં એક મોટું પીંજરું લઈને શિકાર કરવાના હેતુ સર આ આંબાના વૃક્ષ તરફ આવી ચડ્યો. અને સહસા તેણે આંબાના વૃક્ષ ઉપર નજર કરી તો આટલા બધા મનમોહક સુંદર મઝાના અને હુષ્ટપુષ્ટ એવા રંગ બે રંગી પોપટને જોઈ તે ફાટી આંખે  તેમને તાકી જ રહ્યો. બાદમાં અનેરા આનંદ સાથે અને સ્વાર્થી વિચાર કરતો જાળને ખોલી આંબાના વૃક્ષ ઉપર ચડવા લાગ્યો.

આ તરફ નિર્દોષ, ભલા ભોળાં તેમજ પ્રકૃતિ પ્રેમી એવા રંગ બે રંગી પોપટ હિંચકા ખાતા ખાતા આનંદનો આલાપ છોડી રહ્યા હતા.

રંગ બે રંગી પોપટોએ કશી કલ્પનાએ પણ કરેલ નહીં કે કોઈ એક સ્વાર્થી અને લુચ્ચો શિકારી તેમની સુખદ આઝાદીનો કરૂણ અંત આણશે? અચાનક શિકારની જાળ તેમના ઉપર આવી પડતાં તેઓ બધા ગભરાઈ ઉઠ્યાં. લુચ્ચો શિકારી અટ્ટહાસ્ય કરતો જાળને લઈ વૃક્ષ ઉપરથી નીચે ઉતરી ગયો. બધા રંગ બે રંગી પોપટ ફફડાટ અનુભવી રહ્યા હતા. અને ડરના માર્યા ગભરાઈ ઉઠ્યા. ત્યારબાદ બધા રંગ બે રંગી પોપટોએ તે શિકારીને વિનંતી કરી કે તે તેમને છોડી દે, મુક્ત કરીદે, કે જતાં કરે તેવો તે શિકારી નહોતો! તે શિકારી તો સ્વાર્થી, લુચ્ચો અને લોભિયો હતો! ત્યારબાદ તે શિકારીએ જાળમાંથી એકએક પોપટને કાઢી પોતાની પાસે રહેલ



પાંજરામાં તેમને પુરવા લાગ્યો. આમ બધા પોપટ પાંજરામાં પુરાઈ ગયા બાદ તેણે પાંજરાનો દરવાજો બંધ કરી દીધો અને પછી પાંજરાને ઉપાડીને તે લઈ ચાલ્યો અને મનોમન તે અનેક રંગીન કલ્પનાઓ કરવા લાગ્યો. કે વાહ...? આજે તો આટલા બધા રંગ બે રંગી પોપટને શહેર જઈ વેચી નાંખીશ અને બદલામાં મને મબલખ નાણાં મળશે! આમ, તે સ્વાર્થી શિકારી કલ્પનાઓ કરતો જઈ રહ્યો હતો.

અચાનક સામે નદી આવતાં તે શિકારી પોપટના પાંજરાને કાંઠા ઉપર મૂકી, તે પાણી પીવા નદીમાં ઉતર્યો. આ બાજુ પાંજરામાં રહેલ બધા રંગ બે રંગી પોપટ વિચારવા લાગ્યા કે હવે કરવું શું? શું આજે આપણી મુક્ત આઝાદીનો કરૂણ અંત આવી જશે? અચાનક આગેવાન ભોલુ પોપટ આગળ આવ્યો અને પછી બોલ્યો મિત્રો, તમો નિરાશ અને નાસી પાસ થશો નહીં! જો તમો બધા હિંમત હારી જશો તો તમને આઝાદી ક્યારેય મળશે નહીં સમજ્યો?

બીજું મારી વાત તમો ધ્યાનથી સાંભળો. જુઓ આ શિકારી નદીએથી પાણી પીને પાછો આવે તે પહેલાં જ આપણે બધાં એક સાથે જ આ પાંજરાને લઈ ઉડી જઈએ. જેથી તે શિકારી હાથ ઘસતો રહી જાય. અને આપણે મુક્તિ મેળવી શકીએ બરોબર? બધા પોપટે હકારમાં હા ભણી અને બાદમાં ભોલું પોપટની આગેવાની હેઠળ બધા રંગ બે રંગી પોપટ તૈયાર થઈ ગયા. લુચ્ચો શિકારી મધ મીઠું પાણી પીને પોપટના પાંજરા તરફ જવા લાગ્યો. તે સાથે જ પાંજરામાં રહેલ ભોલું પોપટે એક..બે..ત્રણ બોલતાં જ બધા પોપટોએ એક સામટું જોર કરી આકાશ તરફ પાંજરા સાથે જ

ઉડવા લાગ્યા. અચાનક આ રીતે પાંજરા સાથે બધા પોપટને આકાશ તરફ ઉડતા જોઈ લુચ્ચો શિકારી ફાંટી આંખે જોઈ રહ્યો. ત્યારબાદ તે પણ બધા પોપટને પકડવા તેમની પાછળ દોડ્યો. પરંતુ ત્યાં સુધીમા તો બધા પોપટ દૂર દૂર ચાલ્યા ગયા. જ્યારે લુચ્ચો શિકારી પોતાનું સમતોલપણું જાળવી ન શકતાં તે એક ખાડામાં ઉંધા માથે જઈ પડ્યો. આથી તેના માથામાં તેમજ શરીર ઉપર ખૂબ જ વાગ્યું. બાદમાં તેને આ બધા રંગ બે રંગી પોપટને પકડવા બદલ ભારે પસ્તાવો પણ થવા લાગ્યો પછી તેણે મનોમન નિર્ણય કર્યો કે હવે પછી આ શિકારવૃત્તિની પ્રવૃત્તિ તે હંમેશને માટે છોડી દેશે!

આ તરફ બધા રંગબે રંગી પોપટ એક ટેકરી ઉપર આવ્યા. ત્યારબાદ વિચારવા લાગ્યા કે પાંજરામાંથી બહાર નીકળવું કઈ રીતે? ભોલું પોપટ બોલ્યો મિત્રો આપણામાંથી સૌથી નાનો અને પાતળો પોપટ કોણ છે? એક નાનું પોપટનું બચ્ચું આગળ આવ્યું અને બોલ્યું હું સૌથી નાનો છું! ભોલું પોપટ બોલ્યો. તું તારા શ્વાસને એકદમ ઉંચો કરી શરીરને સંકોચી આ પીંજરામાં નાના સળીયામાંથી બહાર નીકળી જા, પછી બહાર નીકળી આ પાંજરાનો દરવાજો ખોલી નાંખજે બરોબર!

તે મુજબ નાના પોપટે પોતાના શ્વાસને ઉંચો લીધો અને શરીરને સંકોચી ધીરે રહી તે પાંજરાના સળીયામાંથી બહાર નીકળી ગયો અને બાદમાં તેણે પાંજરાનો દરવાજો ખોલી નાંખ્યો. તે સાથે જ બધા રંગ બે રંગી પોપટ બહાર નીકળી આવ્યા. ત્યારબાદ તેઓ બધા મુક્ત ગગનમાં વિહાર કરવા ઉપડી ગયા.

આ જોઈ પ્રકૃતિ પણ આનંદિત થઈ ઉઠી. મુક્ત ખુલ્લું ગગન પણ રંગ બે રંગી પોપટથી છવાઈ ગયું.





# રંગ બે રંગી મોરના પીંછા



અષાઢ મહિનો ચાલી રહ્યો હતો. સુંદર વનમાં ચારે તરફ લીલીછમ હરિયાળીઓ ઉભરાઈ રહી હતી. આવા સમયે તે વનનાં એક વિશાળ તેમજ ખુલ્લી જગ્યામાં એક સુંદર મઝાનો રંગ બે રંગી મોર પોતાની નયનાકર્ષક અલૌકિક અદામાં સુંદર નૃત્ય કરી રહ્યો હતો. પ્રકૃતિની ગોદમાં સુંદર મઝાનું નૃત્ય કરતાં રંગ બે રંગી મોરને જોવાનો લ્હાવો પણ અનન્ય અલૌકિક હોય છે!

રંગબેરંગી મોરનું પ્રાકૃતિક નૃત્ય ચાલી રહ્યું હતું. ઠંડી મધુર હવા લહેરાઈ રહી હતી. બરોબર આવા સમયે એક નટખટ તેમજ અટકચાળો સ્વભાવ ધરાવતો વાંદરો નૃત્ય કરતા રંગ બે રંગી મોર પાસે ફરતો ફરતો આવી ચડ્યો અને પછી આવા સુંદર મઝાના રંગ બે રંગી મોરને તેમજ તેના ઝગારા મારી રહેલ રંગ બે

રંગી સોનેરી પીંછાને જોઈ તે બેહદ ખુશ થઈ ઉઠ્યો. અને મનોમન તે વિચારવા લાગ્યો કે જો આ રંગ બે રંગી મોરનાં રંગ બે રંગી સોનેરી પીંછાને તોડી પોતાનાં નાનાં બચ્ચાંઓને રમવા આપીશ તો તેઓ બધાં ખૂબ જ ખુશ થઈ ઉઠશે! અને પછી પોતાની વાહ વાહ બોલાવશે! બસ, આવો વિચાર આવતાં જ તે અટકચાળો વાંદરો રંગ બે રંગી મોરનાં પીછાં ઉપર ઝાપટ મારવાની તૈયારી કરવા લાગ્યો.

આ તરફ પ્રકૃતિના અણમોલ સાનિધ્યમાં રહી રંગ બે રંગી મોર પોતના નૃત્યમાં મશગુલ હતો. તેણે કશી કલ્પનાઓ કરેલ નહીં કે કોઈ એક અટકચાળો વાંદરો પોતાના જીવ સમાન સુંદર મઝાનાં પીછાં ઉપર ઝાપટ મારવાની તૈયારી કરતો હશે!

અચાનક રંગ બે રંગી મોર સાવચેત થાય તે પહેલાં જ અટકચાળા વાંદરાએ મોરનાં તમામ પીંછા એક સાથે જ ખેંચી કાઢ્યાં. અચાનક આવું આકલ્પિત આક્રમણ થતાં રંગ બે રંગી મોર ગભરાઈ ઉઠ્યો. અને પછી પોતાનાં આવા અમૂલ્ય પીંછાને આ રીતે ખરી ગયેલ જોઈ તે દુઃખી દુઃખી થઈ ઉઠ્યો. જ્યારે તે અટકચાળો વાંદરો આટલાં બધા સુંદર સોનેરી રંગબેરંગી પીછાને જોઈ બેહદ ખુશ થઈ ઉઠ્યો. અને પછી તે બધા પીછાંને ભેગા કરવા લાગ્યો. આ જોઈ રંગબેરંગી મોર બોલી ઉઠ્યો. અરે વાંદરાભાઈ આ તમે તે શું કર્યું? અરે આવાં રંગ બે રંગી પીછાં મને કંઈ વારંવાર ઉગતાં નથી હો? બીજું આ પીંછામાં તો અમારો અમૂલ્ય જીવ હોય છે! આ પીંછા હોય તો જ એમો દોડી શકીએ, ઉડી શકીએ, અમારું રક્ષણ કરી શકીએ તેમજ નૃત્ય કરી શકીએ સમજ્યા? માટે મેરબાની કરી આ પીંછાં મને પાછા આપી દ્યો તો તમારો ઉપકાર થશે!





પરંતુ આતો અટકચાળો વાંદરો હતો! તે રંગ બે રંગી મોરની વાત સાંભળી ગર્જી ઉઠ્યો. અરે મોરલા, આ પીંછા તો હું મારા નાનાં નાનાં બચ્ચાઓને રમવા આપીશ જેથી તેઓ આ પીંછા દ્વારા અનહદ આનંદ મેળવી શકે. આટલું બોલી તે બધાં પીછાં લઈ પોતાના રહેઠાણ તરફ ચાલતો થયો. જ્યારે નિર્દોષ, પ્રકૃતિપ્રેમી એવો રંગ બે રંગી મોર દુઃખી ચેહેરે એક તરફ બેસી પડ્યો. અચાનક એવામાં ત્યાં આગળથી એક હાથી પસાર થયો. અને સહસા તેની નજર દુઃખી ચહેરે બેઠેલા રંગ બે રંગી મોર ઉપર પડી. આથી તે રંગ બે રંગી મોર પાસે આવ્યો અને તેને ઉદ્દેશીને તે બોલ્યો. શું વાત છે રંગ બે રંગી મોર? તું આમ દુઃખી શા માટે થઈ રહ્યો છે? બીજું, આ તારાં સુંદર રંગ બે રંગી સોનેરી પીંછા ક્યાં ગયાં? બાદમાં રંગ બે રંગી મોરે અટકચાળા વાંદરા વિશે વિગતે વાત કરી! તેમજ પોતાનાં પ્રાણ સમાન પીંછાને આ રીતે ઉપાડી ગયો છે તે કહ્યું આ સાંભળી હાથીને પણ દુઃખ થયું. ત્યારબાદ તે બોલ્યો. મિત્ર રંગબેરંગી મોર, તું ગભરાઈશ નહીં. અને ચાલ મારી સાથે આપણે તે વાંદરા પાસે જઈને તારાં પીંછા લઈ આવીએ! આમ, તે રંગબેરંગી મોર અને હાથી અટકચાળા વાંદરાના રહેઠાણ તરફ ચાલતા થયા.

આ બાજુ એક મોટા વૃક્ષ ઉપર અટકચાળો વાંદરો તેનાં નાનાં નાનાં બચ્ચાંઓને રંગબેરંગી મોરનાં પીંછા આપી કહી રહ્યો હતો. લ્યો બચ્ચાંઓ. આ અદ્‌ભૂત તેમજ રંગ બે રંગી પીછાઓથી તમો બધા આનંદપૂર્વક રમો! પરંતુ તેમનો આનંદ વધુ વખત ટક્યો નહીં. કારણ કે હાથી અને રંગ બે રંગી મોર તેમના વૃક્ષ પાસે આવી પહોંચ્યા હતા. ત્યારબાદ હાથી ગર્જતા સ્વરે બોલ્યો. અરે ઓ

બંદરીયા, ચાલ જોઉં. આ નિર્દોષ ભલા ભોળા એવા રંગ બં રંગી મોરનાં પીછાંને તુરંત પાછાં આપી દે તો! અન્યથા, તારી ખેર નથી! અચાનક આ રીતે હાથીની ગર્જના સાંભળી અટકચાળો વાંદરો ગભરાઇ ગયો.

પરંતુ અટકચાળો વાંદરો સામો પ્રતિકાર કરી ઉઠ્યો અને ગર્જી ઉઠ્યો. અરે જાડી બુદ્ધિના હાથીડા, તું આ રંગ બં રંગી મોરની વકીલાત કરવા આવ્યો છે. કેમ? પરંતુ હું આ રંગબેરંગી મોરનાં પીંછાં પાછા તો આપવાનો નથી જ હો? આમ કહી તે વૃક્ષની ઉંચી ડાળી ઉપર પહોંચી ગયો. સાથે તેમનાં બચ્ચાંઓને પણ લેતો ગયો. તેમ છતાં તે હાથીએ અટકચાળા વાંદરાને અનેક વિનંતી કરી કે ભલા ભોળા તેમજ પ્રકૃતિ પ્રેમી એવા મોરનાં પીછાં પાછાં આપી દે! પરંતુ તે અટકચાળો વાંદરો માન્યો જ નહીં! અંતે તે હાથીને લાગ્યું કે આ મૂર્ખ અને અભિમાની વાંદરાને થોડો મેથીપાક આપવોજ પડશે!

ત્યારબાદ તે હાથી ગુસ્સાપૂર્વક વૃક્ષની એક પછી એક ડાળીઓ પોતાની સૂંઢ વડે તોડવા લાગ્યો આ જોઇ અભિમાની વાંદરો ગભરાવાં લાગ્યો. અંતે વાંદરો અને તેનાં બચ્ચાંઓ જે ડાળી ઉપર બેઠાં હતાં. તે ડાળીઓનો વારો આવતાં જ તેઓ ફાંટીઆંખે આ ભીમકાય હાથીને નિહાળી રહ્યાં અને થોડીવારમાં તો તે ડાળી તડાક સાથે હાથીએ ખેંચી કાઢી અને તે સાથે જ વાંદરો અને તેનાં બચ્ચાંઓ ધબાકા સાથે નીચે પછડાયાં. આથી તેઓ બધાને અનેક જગ્યાએ વાગ્યું.

તે અટકચાળો વાંદરો ઉભો થઇને ભાગવા લાગ્યો. પરંતુ હાથીએ તેની પૂંછળી પકડી તેને ચારે દિશામાં ઘૂમાવ્યો. આ જોઇ તે





અભિમાની વાંદરાની આંખોમાં પસ્તાવાનાં આંસુઓ ઉભરાઇ આવ્યાં. ત્યારબાદ તે માફી માંગતા સ્વરે બોલી ઉઠ્યો. અરે ઓ હાથીદાદા, મારાથી ગંભીર ભૂલ થઇ ગઇ છે. મેં રંગ બં રંગી મોરનાં પીંછા ખોટી રીતે લઇ લીધાં હતાં. તેબદલ મને ક્ષમા કરશો! તેમજ ભવિષ્યમાં આવી ગંભીર ભૂલ કદાપી નહીં કરું તેનું હું તમોને વચન આપું છું!

હાથીએ જોયું તો ખરેખર તે વાંદરાને ભારે પસ્તાવો થઇ રહ્યો હતો. ત્યારબાદ હાથીએ તે વાંદરાને પોતાની સૂંઢમાંથી મુક્ત કર્યો.

બાદમાં તે વાંદરાએ રંગ બે રંગી મોરને તેનાં પીંછા પાછા આપી દીધાં. અને તેની ખરાહૃદયે માફી પણ માંગી ત્યારબાદ તે પોતાનાં નાનાં નાનાં બચ્ચાંઓ લઇ દૂર ચાલ્યો ગયો.

ત્યારબાદ રંગબંરંગી મોરે હાથી દાદાનો પીંછાં પાછાં અપાવવા બદલ ખૂબ ખૂબ આભાર માન્યો. બાદમાં રંગ બે રંગી મોરે પોતાનાં પીંછાને પુનઃ તેની જગ્યાએ ગોઠવી દીધાં. અને હાથી દાદાની રજા લઇ તે રંગ બે રંગી મોર પુનઃ મહેકતો, મહેકતો રૂમઝુમ ચાલે ચાલતો પ્રકૃતિના સાનિધ્ય તરફ વળી ગયો.

# વાંદરો અને કાગડો



એક સુંદર મઝાનું વન હતું. તે વનમાં આવેલ વિશાળ વડના વૃક્ષ ઉપર એક વાંદરો બેઠો બેઠો મીઠાં મધ જેવાં જાંબુઓ ખાઈ રહ્યો હતો.

અચાનક એવામાં ક્યાંકથી ઉડતો ઉડતો એક કાગડો તે વૃક્ષ ઉપર આવી ચડ્યો. સહસા તેની નજર તે વાંદરા ઉપર તેમજ તેની પાસે રહેલ મીઠાં મધ જેવાં જાંબુ ઉપર પડી. આથી તેની દાઢ ડળકી ઉઠી. ત્યારબાદ તે વાંદરાને ઉદ્દેશીને બોલ્યો. અરે એ વાંદરીયા થોડા જાંબુ મને તો આપ? અચાનક કાળા કાગડાની કડવી વાણી સાંભળી વાંદરો મોઢું બગાડી બોલ્યો. અરે કાગડા, તારામાં તે સભ્યતા પણ નથી કે શું? શું કોઈને આ રીતે નામ બગાડીને બોલાવાતું હશે? બીજું, તારે જો જાંબુ ખાવા હોય ને તો તું અહીથી થોડે દૂર જાંબૂનું ઝાડ આવેલ છે. ત્યાંથી તોડીને જાંબુ લઈ આવ સમજ્યો?





વાંદરાની લાંબી લચક વાત સાંભળી કાગડો બરાડી ઉઠ્યો. અરે, બંદરીયા, તને મેં કંઈ કાળો ધોળો કહ્યો નથી સમજ્યો?...બીજું, તારી પાસે મેં થોડાંક જાંબુ માંગ્યા હતા. તેમાં તો તું ફુલાઈને આવડું મોટું ભાષણ સંભળાવવા લાગ્યો છે કેમ? અરે બુદ્ધિવગરનાં બુઠિયા તને તો હું આજે જીંદગીભર યાદ રહી જાય એવો પાઠ ભણાવીશ સમજ્યો? આમ કહી ઈર્ષાળું કાળો કાગડો ઉઠ્યો અને વાંદરાના માથા ઉપર પોતાની તીક્ષ્ણ ચાંચો મારવા લાગ્યો. અચાનક કાગડાની આવી બેહુદી, અપમાન જનક હરકતથી વાંદરો ત્રાસી ઉઠ્યો. તેમ છતાં તે કાળા કાગડાને વિનંતી કરવા લાગ્યો. અરે કાગડા, તું આ રીતે ત્રાસ વર્તાવે છે તે સારું નથી હોં? બીજું, મેં તેને વધુ કશું કહ્યું જ નથી, પછી તું શા માટે આવી બેહુદી, હલકી પ્રવૃત્તિ કરે છે?

પરંતુ તે ઈર્ષાળુ કાળો કાગડો પોતાની હીન પ્રવૃત્તિમાં જ રત રહ્યો. તે તો નિર્દોષ વાંદરાને ચાંચો મારતો જ રહ્યો. તેમજ તેનું અપમાન પણ કરતો રહ્યો.

વાંદરાને લાગ્યું કે આ કાળો કાગડો પોતાની એક પણ વાત સાંભળશે નહીં તેમજ પોતાને ચાંચો મારવાનું બંધ પણ કરશે નહીં? એટલે હવે આ કાળીયા કાગડાને થોડો મેથી પાક તેમજ બોધપાઠ તો આપવો જ પડશે? અન્યથા તે વધુને વધુ પોતાને હેરાન પરેશાન કરશે?

ત્યારબાદ વાંદરાએ તો કાળીયા કાગડાને પાઠ ભણાવવા માટેની એક યોજના ઘડી કાઢી અને પછી તેનો અમલ પણ શરૂ કર્યો.

આ તરફ ઈર્ષાળું કાળો કાગડો પોતાની આનંદમય પ્રવૃત્તિમાં મશગુલ હતો. તેને આ વાંદરાને ચાંચો મારવાની તેમજ તેને હેરાન પરેશાન કરવાની ભારે મઝા પડતી હતી. તેણે કશી કલ્પનાએ કરેલ નહીં કે તે વાંદરો પોતાનો સામનો કે પ્રતિકાર પણ

કરશે? આમ, તે અભિમાની કાળીયો કાગડો મસ્તીપૂર્વક નિર્દોષ વાંદરાને હેરાન પરેશાન કરતો રહ્યો..

વાંદરો પોતાની યોજના મુજબ સાવચેત થઈને બેઠો હતો. અચાનક તે કાળીયો કાગડો માથા ઉપરથી પસાર થતાંજ તેણે ઝડપમારી તેને પોતાનાં બંન્ને પંજામાં પકડી લીધો અને પછી થોડી ભીંસ આપતાં જ કાળીયા કાગડાની આંખોમાં આંસુઓનો સાગર લહેરાવા માંડ્યો. કાળીયા કાગડાએ આવી કશી કલ્પનાએ કરેલ નહીં કે વાંદરો પોતાને આ રીતે પંજામાં પકડી ભીંસમાં લેશે? વાંદરાના પંજાની ભીંસ વધતાં જ કાળો કાગડો ત્રાસથી ત્રાહિમામ ત્રાહિમામ પોકારી ઉઠ્યો. અને પછી તે બે હાથ જોડી વાંદરાને વિનંતી કરવા લાગ્યો અરે વાંદરાભાઇ, મારાથી ભૂલ થઇ ગઇ છે! મે ન કરવાના શબ્દો કહ્યા. તેમજ તમારા ઉપર ખોટી રીતે આક્રમણ કર્યું તે બદલ મને ક્ષમા આપશો તો તમારો મોટો ઉપકાર થશે!

વાંદરાએ જોયું કે હવે તે કાગડાને ભારે પસ્તાવો થઇ રહ્યો છે આથી તેણે તે કાગડાને પોતાના પંજામાંથી મુક્ત કરતાં તે બોલ્યો.

મિત્ર કાગડાભાઇ, આપણે કોઇ દિવસ કોઇનું અપમાન કરવું જોઇએ નહીં. તેમજ કોઇને પણ ખોટી રીતે હેરાન પરેશાન કરાય નહીં. ઉપરાંત આ અનેરી સૃષ્ટિમાં દરેકે એક બીજા સાથે સ્નેહ, સંપ અને હળી મળીને રહેવું જોઇએ. બરોબર! કાગડો બોલ્યો. વાંદરાભાઇ આજ પછી હું કોઇ પણ દિવસ કોઇને પણ હેરાન પરેશાન નહીં કરું. તેનું હું તમોને વચન આપું છું. તેમજ આજથી હું સેવાકીય પ્રવૃતિમાં મારું જીવન વીતાવીશ? કાગડાનો દઢ સંકલ્પ જોઇ વાંદરાને સંતોષ થયો.

અને ખરેખર બાદમાં તે કાગડો સંપૂર્ણપણે સુધરી ગયો. અને પછી તે વાંદરાનો પાકો મિત્ર બની ગયો તેમજ સેવાકીય પ્રવૃતિમાં પોતાનું શેષજીવન ગુજારવા લાગ્યો.



# સુંદર વનમાં ઉલ્કાવર્ષા



એક સુંદર મઝાનું વન હતું. તે વનનું નામ હતું સુંદરવન! સુંદરવન ખરેખર તેના નામ પ્રમાણે જ સુંદર તેમજ શિક્ષિત, સુસંસ્કૃત હતું. તે વનમાં રહેતાં પશુ પંખીઓ જેવાં કે સિંહ, વાઘ, દિપડા, હાથી, હરણાં, જિરાફ, ચિંન્પાઝી, રીંછ, શિયાળ, વરૂ, વાંદરા, સસલાં, મોર, બગલાં, બતકાં વગેરેનાં શૈક્ષણિક સ્તર, બુદ્ધિ, જ્ઞાન વગેરે ખૂબ જ ઉંચાં હતાં. ઉપરાંત તે વનમાં આધુનિક સગવડો પણ ઉપલબ્ધ હતી. જેવી કે, સ્કુલ કોલેજ, યુનિવર્સીટીઓ, પુસ્તકાલય, બાગ બગીચાઓ તાર ટેલિફોન કચેરીઓ, આકાશવાણી, દૂરદર્શન કેન્દ્રો બસ રેલ્વે સ્ટેશનો વગેરે ધરાવતાં હતાં.

સુંદર વનમાં પશુ પંખીઓમાં ખૂબ જ એકતાપ્રેમ, અને હળીમળીને રહેવાની ઉચ્ચભાવના પ્રવર્તતી હતી. આમ, તમામ ક્ષેત્રે સુંદરવનનું નામ જગવિખ્યાત હતું. આથી અન્ય વનોમાં રહેતાં પશુ પંખીઓ પણ સુંદરવન જેવું જ સુંદર જ્ઞાનસભર બનાવવા માટે પ્રયત્ન કરી રહ્યાં હતાં.

એક દિવસની વાત છે. સુંદરવનમાં રહેતાં પશુ પંખીઓના ચહેરા ઉપર ભય, ચિંતા, અને ગભરાટના ભાવો દેખાઈ રહ્યા હતા. હા, તે ભય, ચિંતા અને ગભરાટનું કારણ પણ હતું જ! અને તે કારણ એ હતું કે આજે મધ્યરાત્રિના આકાશમાંથી ઉલ્કાવર્ષા થવાની હતી! આથી ભલાં ભોળાં પશુ પંખીઓમાં ભય અને ગભરાટ વ્યાપી ગયો હતો. સુંદરવનના વૈજ્ઞાનિકો તેમજ ખગોળશાસ્ત્રીઓએ આકાશવાણી, દૂરદર્શન કેન્દ્રો તેમજ દૈનિક અખબારોમાં ખૂબ જ જાહેરાત કરાવી હતી કે જનતા એ આ ઉલ્કાવર્ષા થી ગભરાવાનું કે ચિંતા કરવાનું કોઈ કારણ નથી!

બીજું, દર ત્રણ દશકા પછી આ ઉલ્કાવર્ષાની ઘટના બને છે, અને તે બનવાનું કારણ એ છે કે ટેમ્પલટટલ ધૂમકેતુએ છોડેલ ધૂળ કણોના વિરાટ વાદળાઓમાંથી પૃથ્વીનું પસાર થવું. ટેમ્પલટટલ ધૂમકેતુ સૂર્યની નજીકથી પસાર થયો ત્યારે તેનો વિસ્ફોટ થઈ નાશ પામ્યો હતો અને એનાં ધૂળકણોનાં અવશેષનો વિરાટ જથ્થો પૃથ્વી ઉપર પડવાનો હતો. પરંતુ પૃથ્વી સુધી પહોંચતાં જ તે રાખ થઈ જવાનો હતો? આથી તે વનના નિષ્ણાંત, વૈજ્ઞાનિકો, ખગોળશાસ્ત્રી વગેરે સુંદરવનના નાગરિકોને હિંમત રાખવાનું તેમજ આ અનોખી ઘટનાનું અવલોકન કરવાનું સમજાવતા હતા.

પરંતુ સુંદરવનનાં પશુ પંખીઓમાં ઉચાટ, ભય, કૂતુહલ, રોમાંચ અને આનંદની મિશ્ર લાગણીઓ જોવા મળતી હતી. ઉલ્કાવર્ષાનો સમય મધ્યરાત્રિના ૧૨ કલાક અને ૧૨ મિનિટે થવાનો હતો! આથી વૈજ્ઞાનિકો, ખગોળશાસ્ત્રીઓ તેમજ જેનો આ સદીની ઐતિહાસિક ક્ષણોનો આનંદ લેવાનો હતો તે બધાં ઉંચી ઉંચી આગાશીઓ ટેકરીઓ, ડુંગરો તેમજ એકાંત સ્થળોએ જરૂરી વૈજ્ઞાનિક સાધનો લઈ બે કલાક અગાઉ જ પહોંચી ગયાં હતાં. અને જેમ જેમ ઉલ્કાવર્ષાનો સમય નજીક આવતો ગયો તેમ તેમ દરેક પશુની ધડકનો તેજ થવા લાગી. અને...અને...બરોબર મધ્યરાત્રિના



૧૨ કલાક અને ૧૨મિનિટ થઈ તે સાથે જ આકાશ સ્વચ્છ અને ચાંદી કલરનું થઈ ઉઠ્યું. અને આકાશમાં પ્રકાશના તેજ લીસોટા સાથે આખું આકાશ પ્રકાશ રોશનીથી ઝળાં હળાં થઈ ઉઠ્યું અને રીતસરની આકાશમાં પ્રકાશની આતશબાજી થઈ પૃથ્વી ઉપર રોમાંચકારી ઘટના નિહાળી રહ્યાં હતાં.

સુંદરવનના વૈજ્ઞાનિકો, ખગોળશાસ્ત્રીઓ, વિડીયોગ્રાફિકો, પ્રેસ રીપોર્ટરો વગેરેએ પોત પોતાની કામગીરી સંભાળી લીધી જ્યારે આ અદ્‌ભૂત અલૌકિક ઘટના દૂરદર્શન ઉપર પ્રસારિત થઈ રહી હતી. આથી ટીવી સામે બેઠેલાં વિશ્વભરનાં લોકો, પશુ પંખીઓ આનંદ મિશ્રિત લાગણીથી આ અનોખી ઘટના નિહાળી રહ્યાં હતાં.

આમ, ઉલ્કાવર્ષાની આતશબાજી લગભગ ૪૫ મિનીટ સુધી ચાલી. ત્યારબાદ આકાશ પૂર્વવત હાની કે નુકશાની થઈ નહીં. ઉલ્ટાનું ઉલ્કાવર્ષા થી પૃથ્વીવાસીઓને અનેક ફાયદા થયા. આવી અદ્‌ભૂત રોમાંચક કારી ઘટના નિહાળવા મળી. નવા ગ્રહો વિશે વધુ જાણવા મળ્યું. પ્રકૃતિના અન્ય રહસ્યોની વિશેષ જાણકારી પ્રાપ્ત થઈ.

આ રીતે ઉલ્કાવર્ષા નુકશાનકારક નહીં પરંતુ ફાયદા કારક ઘટના બની રહી. આથી સુંદરવનમાં અનેરો આનંદ પ્રસરી ગયો. વૈજ્ઞાનિકો ખગોળવિદો આ ઘટના નિહાળી આનંદથી ઉછળવા લાગ્યા અને બાદમાં તેઓ ઉલ્કાવર્ષાનો વિશેષ અભ્યાસ કરવાના કાર્યમાં ગુંથાઈ ગયા. આ જોઈ સુંદરવનનાં પશુ પંખીઓમાં અનેરો આનંદ છવાઈ ગયો. તેઓમાં જે ડર, ભય અને ગભરાટ હતાં તેના સ્થાને ઉત્સાહ, આનંદ અને ઉલ્લાસ વ્યાપી ગયો.

# ઈર્ષાળુ વાંદરા



એક જંગલ હતું. તે જંગલમાં અનેક પ્રકારનાં પશુ પંખીઓ રહેતાં હતાં.

એક દિવસની વાત છે. બપોરનો ધોમતાપ પૃથ્વી ઉપર પડી રહ્યો હતો. સૂર્યનારાયણનાં તીક્ષ્ણ કિરણો વૃક્ષોમાંથી પસાર થતાં ધરતીને ધખાવી રહ્યાં હતાં. ચારે તરફ ગરમ ગરમ લૂ વાઈ રહી હતી આવા સમયે ગુલમહોરના વૃક્ષ ઉપર એક સુગરી પોતાના કલાત્મક તેમજ સુંદર મઝા ભીષણ ગરમીનો સામનો કરી રહી હતી. જો કે તેની ગુંથણી યુક્ત ઘાસનો માળો ખૂબ હૂંફાળો હોવાથી અન્ય પશુ પંખીઓ કરતાં તેને ગરમીનો ઓછો સામનો કરવો પડતો હતો.





બરોબર આવા સમયે એક અટકચાળો નટખટ વાંદરો વૃક્ષ ઉપર કૂદકા મારતો તેમજ ડાળીઓ ઉપર ઝૂલતો તે ગુલમહોરના વૃક્ષ ઉપર જઈ ચડ્યો. સહસા તેની નજર સુગરીના કલાત્મક માળા તરફ ગઈ. અને આવો સુંદર મઝાનો તેમજ ગુંથણીયુક્ત એવો કલાત્મક માળો જોઈ તે ઈર્ષાથી બળવા લાગ્યો. અને મનોમન બબડવા લાગ્યો. માળી હાળી આ સુગરીને ગરમી તો બિલકુલ લાગતી નહીં હોય! જ્યારે અમારા જેવા કોમળ હૃદયના વાંદરાને કેટલી સખત ગરમી લાગે છે!

આમ, તે ઈર્ષાળું વાંદરો ઘુંઘવાતો ઘુંઘવાતો સુગરીના માળા પાસે પહોંચી ગયો. અને પછી તેનો માળો તોડીને હેઠો પાડી નાંખ્યો.

અચાનક આ રીતે આક્રમણ થતાં તેમજ પોતાનો અમૂલ્ય ઉપયોગી માળો તોડી પાડતાં સુગરી તેમજ તેનાં નાનાં નાનાં બચ્ચાંઓ ચોંકી ઉઠયાં અને બચ્ચાંઓ તો આક્રંદ કરવા લાગ્યાં. સુગરીએ માળામાંથી બહાર નીકળી વૃક્ષ ઉપર જોયું તો એક કાળા મોંઢાવાળો ઈર્ષાળુ વાંદરો બેઠો બેઠો તેમની સામે દાંતીયા કરી રહ્યો હતો. આ જોઈ સુગરી દુઃખદ સ્વરે બોલી. અરે ઓ વાંદરાભાઈ, તમોએ અમારો આ અમૂલ્ય ઉપયોગી માળો શા માટે તોડી પાડ્યો? તેમજ અમોએ તમારું તે શું બગાડ્યું છે?

પરંતુ આતો ઈર્ષાની આગમાં સળગતો ઈર્ષાળુ વાંદરો હતો. તે સુગરીનો કાકલૂદી, યાચનાભર સ્વર સાંભળી બરાડી ઉઠ્યો અરે ચીબાવલી, સુગરી, અમો આ ભીષણ તડકામાં બહાર રહીએ. જ્યારેતું આ એરકંન્ડીશન જેવાં માળામાં શાંતિથી ઉંઘ લઈ રહી હતી કેમ? સુગરી બોલી અરે વાંદરાભાઈ, મારા નાનાં નાનાં બચ્ચાંઓ આ ગરમીમાં મરી જશે હો? વાંદરો ફરી ગર્જી ઉઠ્યો. અરે, સુગરીની તારાં બચ્ચાં મરી જાય તેમાં મને શું?

આમ, અટકચાળો ઈર્ષાળું વાંદરો નિર્દોષ સુગરીને ફાવે તેમ બોલવા લાગ્યો. જ્યારે ભોળી સુગરી પોતાનાં નાનાં નાનાં

બચ્ચાંઓને લઇ અન્ય એક વૃક્ષ ઉપર જતી રહી. આ જોઇ ઈર્ષાળું વાંદરો કટાક્ષમાં ખડખડાટ હસવાં લાગ્યો. પરંતુ તેનું હાસ્ય વધુ સમય ટક્યું નહીં! કારણ કે એક ભીમકાય હાથી ક્યારનોય આ સુગરી અને વાંદરા વચ્ચે ચાલી રહેલ વાતચીત સાંભળી રહ્યો હતો! અને તેને લાગ્યું કે આ ભોળી સુગરી બિલકુલ નિર્દોષ છે તેમજ આ કાળિયો ઈર્ષાળું વાંદરો કપટી અને લુચ્ચો છે!

ત્યારબાદ તે ભીમકાય હાથી ગુલમહોરનાં વૃક્ષો પાસે પહોંચી ગયો અને પછી વાંદરાની લટકતી પૂંછડીને સૂંઢમાં પકડી વાંદરાને વૃક્ષ ઉપરથી હેઠો પાડ્યો બાદમાં તેને ઉંચકી હવામાં ગોળગોળ ઘૂમાવ્યો. આથી વાંદરાની આંખોમાં ગંગા જમુના ઉભરાવાં લાગ્યાં. અને તે રીતસરનો રડી પડ્યો અને માફીં માગતાં તે બોલી ઉઠ્યો. અરે ઓ હાથીદાદા, મારાથી તે સુગરીને અન્યાય થયેલ છે. તે બદલ મને ક્ષમા કરશો! હાથીએ જોયું તો ખરેખર તે વાંદરાની આંખોમાં પસ્તાવા નાં આંસુઓ ઉભરાઇ આવ્યાં હતાં. દૂર રહેલ સુગરીએ પણ વાંદરાની આંખોમાં પસ્તાવો જોયો. ત્યારબાદ તેણે હાથી મહારાજને તે વાંદરાને મુક્ત કરવાનું કહ્યું આ સાંભળી વાંદરો ગદ્‌ગદીત થઇ ઉઠ્યો. બાદમાં હાથીએ વાંદરાને મુક્ત કર્યો. ત્યારબાદ વાંદરો ખરા હૃદયના પસ્તાવા સાથે ત્યાંથી દૂર દૂર ચાલ્યો ગયો.

બાદમાં સુગરીએ હાથી મહારાજનો ખૂબ ખૂબ આભાર માન્યો અને પુનઃ તે તેનાં બચ્ચાંઓને લઇ ગુલમહોરના વૃક્ષ ઉપર રહેવા લાગી.





# પચરંગી બુલબુલ



એક સુંદર મઝાનું લીલોતરીથી હર્યું ભર્યું એવું વન હતું. તે વનમાં આવેલ કેસુડાના કેસરી રંગના ફુલોથી એવું પચરંગી બુલબુલ મીઠાં મધ જેવાં સ્વરે ગીતો ગાઇ રહ્યું હતું. તેના કોકિલ મધુર કંઠમાંથી વહેતાં મીઠા મધુર ગીતોના સૂરીલાં અવાજથી આસપાસના વૃક્ષો ઉપર રહેતા પંખીઓ જેવાં કે મેના પોપટ, કાબર કોયલ, મોરઢેલ, હલો હોલી વગેરે દોડી આવ્યાં અને પછી પચરંગી બુલબુલ નાં મીઠાં ગીતો સાંભળવા લાગ્યાં.

આમ, તે પચરંગી બુલબુલનો મધુર ગીતો ગાવાનો રોજનો નિત્યક્રમ થઇ પડ્યો હતો.

એક દિવસની વાત છે. ફાગણ મહીનો ચાલી રહ્યો હતો, કેસૂડાના વૃક્ષ ઉપર અસંખ્ય કેસરી ફૂલોનો ફાલ લહેરાઇ રહ્યો હતો.

સવારનો આહ્લાદક અને ખુશ્નુમા સમય હતો. પચરંગી બુલબુલ કેસૂડાના વૃક્ષ ઉપર બેઠું બેઠું મધુર ગીતો ગાઈ રહ્યું હતું. અન્ય પંખીઓ એકાગ્રતાપૂર્વક તેનાં ગીતો સાંભળી રહ્યાં હતાં. મધુર ગીત પુરું થતાં જ ભોલું પોપટ બોલી ઉઠ્યો. અરે મિત્રો, આવતીકાલે ધૂળેટીનો પવિત્ર તહેવાર છે એટલે જો તમો બધા સંમત થતાં હોય તો આજે આપણે આ કેસૂડાનાં ફુલોનો બધાં ભેગા મળી ધૂળેટીનાં તહેવારને રંગો દ્વારા મનભરીને માણીએ બરોબર! બીજું, આ કેસૂડાનાં રંગોથી આપણને કશું જ નુકશાન થશે નહીં. અરે ઉલ્ટાનું કેસુડાનાં રંગોથી આપણા શરીરનું તેજ વધશે અને શરીર નીખરી આવશે બરોબર! ભોલું પોપટની મુદ્દાસર વાત સાંભળી બધાં પંખીઓ રાજીના રેડ થઈ ઉઠ્યાં. અને પછી તેઓ બધાં કેસૂડાનો રંગ બનાવવાના કાર્યમાં ગુંથાઈ ગયાં.

જે મુજબ તેઓ બધાં ક્યાંકથી એક મોટું પીપડું લઈ આવ્યાં. બાદમાં તેને પાણીથી છલોછલ ભરી દીધું. પછી કેસૂડાનાં ફૂલો તોડીતોડીને તેમાં નાખ્યા.અને પછી તેને ખૂબ જ હલાવ્યાં અને બાદમાં તેને આખી રાત પાણીમાં પલળવાં દીધાં.

ધુળેટીનો ભવ્ય અને પવિત્ર તહેવાર આવી પહોંચ્યો. વન આખામાં આથી આનંદ ઉમંગની લહેરખીઓ દોડી રહી હતી. નિર્દોષ પશુ પંખીઓ રંગો તેમજ નીત નવી પીચકારીઓ લઈ એક બીજાને રંગવા લાગ્યાં હતાં. કેસૂડાના વૃક્ષ ઉપર પચરંગી બુલબુલ, મેના પોપટ, મોર ઢેલ, હોલો હોલી, વગેરે પીપળામાંથી કેસૂડાનાં કેસરી સુગંધીયુક્ત રંગો ભરી પીચકારીઓ દ્વારા એક બીજાને નિખાલસ, નિર્દોષ ભાવે રંગો ઉડાડી રહ્યા હતા અને આનંદ ઉઠાવી રહ્યાં હતાં. દરેકના ચહેરા ઉપર આથી રોનક પથરાઈ ગઈ હતી.

બરોબર આવા સમયે એક લુચ્ચો કાંણિયો કાગડો ક્યાંકથી





ઉડતો ઉડતો આવીને કેસૂડાના વૃક્ષની સામે આવેલ એક લીમડાના વૃક્ષ ઉપર બેઠો. સહસા તેની નજર કેસરી ફુલોથી ઉભરાતા એવા કેસૂડાના વૃક્ષ ઉપર પડી અને પછી તેની ઉપર રંગોથી રમતાં નિર્દોષ ભલાં ભોળાં પંખીઓ ઉપર પડી આથી તેની આંખોમાં ઈર્ષાનાં સાપોલીયાં રમવા અને ઉભરાવા લાગ્યાં. અને ધીરે ધીરે તે ઈર્ષાની આગમાં સેકાવા લાગ્યો. ત્યારબાદ તેણે એક કપટભરી યોજના ઘડી કાઢી અને પછી તે ઉડ્યો, અને ક્યાંકથી એક કાળા રંગથી ભરેલો મોટો ડબ્બો તેમજ એક પીચકારી ઉપાડી લાવ્યો. ત્યારબાદ તે લીમડાના વૃક્ષ ઉપર નિર્દોષ રંગોથી રમત રમતાં પંખીઓ ઉપર પાકા કાળા કલર ઉડાડવા લાગ્યો. અને પછી તે કટાક્ષમાં, અભિમાનપૂર્વક અને ઈર્ષાથી ખડખડાટ હસવા લાગ્યો.

અચાનક આ રીતે પાકો કાળો રંગ શરીર, આંખ ઉપર ઉડતાં કેસૂડાનાં વૃક્ષ ઉપર રહેલ ભોળાં પંખીઓ ચોંકી ઉઠ્યાં અને પછી લીમડાના વૃક્ષ ઉપર નજર કરી તો એક ઈર્ષાળું કાંણિયા કાગડાને આવી બેહુદી, અપમાન જનક હરકત કરતાં જોઈ તેઓ બધાં ડઘાઈ ગયાં. ત્યારબાદ પચરંગી બુલબુલ બોલ્યું. તમો આ રીતે અમારા શરીર અને આંખ ઉપર પાકો કલર ઉડાડો છો તે ઉચિત ન ગણાય હો? બીજું, તમે રંગોથી પીચકારી ભરીને આનંદથી રમી શકો છો!

પરંતુ આ કાંણિયા કાગડાને ક્યાં નિખાલસ નિર્દોષ પણે રંગોથી રમવું હતું? તેને તો આ નિર્દોષભાવે રમતાં પંખીઓને હેરાન પરેશાન કરવા હતાં! અને સાથોસાથ ઈર્ષાની આગ બૂજાવવી હતી! પચરંગી બુલબુલની વાત સાંભળી ઈર્ષાળુ કાંણિયો કાગડો તાડૂકી ઉઠ્યો, અરે બુલબુલીયા, આજે ધૂળેટીનો તહેવાર છે. એટલે દરેકે જેને જે રંગો પસંદ હોય, તે લઈ એક બીજાને ઉડાડી શકે છે

સમજ્યું! બીજું, આજે કોઈની પણ તાકાત નથી કે મને આજે રંગો ઉડાડતાં રોકે? આમ, તે ઈર્ષાળું કાગડો ઈર્ષાની આગમાં વધુને વધુ શેકાવા લાગ્યો. અને કાળો કલર ઉડાડવા લાગ્યો.

કેસૂડાના વૃક્ષ ઉપર બેઠેલાં બધાં પંખીઓને લાગ્યું કે આ કાંણિયો ઈર્ષાળું કાગડો આજે સમજશે નહીં! તેમ છતાં પચરંગી બુલબુલે તે કાંણિયા કાગડાને સમજાવવાના અનેક પ્રયત્નો કર્યા, પરંતુ તે બધા પ્રયત્નો નિષ્ફળ, નીવડ્યા. બાદમાં તેને લાગ્યું કે હવે આ કાંણિયા કાગડાને થોડો પાઠ ભણાવવો પડશે, અન્યથા તે વધુને વિકૃત રીતે રંગો ઉડાડશે. ત્યારબાદ તેણે બધાં પંખીઓને પાસે બોલાવી એક યોજના ઘડી કાઢી અને પછી તેઓ બધાં એક સાથે જ તે ઈર્ષાળું કાગડા તરફ ધસી ગયાં.

ઈર્ષાળું કાગડો કાળા રંગના ડબ્બામાંથી કાળા રંગની કાળી પીચકારી ભરી રહ્યો હતો.

આજે તો કાંણિયા કાગડાને મનોમન ખૂબ જ સંતોષ થયો હતો વાહ...!આજે તો આ પંખીઓને એવાં તે હેરાન પરેશાન કરું કે બસ, મારો કાયમી વટ તેમના ઉપર પડી જાય! આમ, તે મનોમન કલ્પાનાઓ કરતો કાળા રંગની પીચકારી ભરી રહ્યો હતો, કે અચાનક પચરંગી બુલબુલની આગેવાની હેઠળ બધાં પંખીઓ તે ઈર્ષાળું કાંણિયા કાગડાને ઘેરી વળ્યાં.

અચાનક આ રીતે અસંખ્ય પંખીઓને ક્રોધિત ચહેરે સામે આવેલ જોઇ ઈર્ષાળુ કાગડો થરથર ધ્રુજવા લાગ્યો તેણે આવી કશી કલ્પનાએ કરેલ નહીં કે આ રીતે એક સામટાં બધાં પંખીઓ પોતાને ઘેરી વળશે? ત્યારબાદ તે કાંણિયા પહેલાં જ પચરંગી બુલબુલ, મેના પોપટ, કાબર કોયલ, મોરઢેલ વગેરેએ તેને મજબૂત રીતે


પકડી લીધો અને પછી તેને તેના જ કાળા રંગના કાળા ડબ્બામાં ધૂબાકા મરાવવા લાગ્યાં તે ઈર્ષાળુ કાળા કાગડાએ આવી કસી કલ્પના કરેલ નહીં કે તેને પોતાને જ આ રીતે કાળા કલરમાં ધૂબાકા ખાવા પડશે?

બધા પંખીઓએ તે કાળીયા કાગડાને કાળા રંગમાં ખૂબ જ ધૂબાકા ખવડાવ્યા આથી તે કાણિયા કાગડાની આંખોમાં પસ્તાવાનાં આંસુઓ ઉભરાવા લાગ્યાં અને પછી તે બે હાથ જોડી માફી માંગતાં બોલી ઉઠ્યો, અરે, ઓ પંખીડાઓ, ખરેખર હું ઈર્ષાની આગમાં બળતો શેકાતો હતો આથી તમો બધાંને હું હેરાન પરેશાન કરતો હતો! તો તે બદલ મને હવે ખૂબ જ પસ્તાવો થઈ રહ્યો છે માટે મને માફ કરશો તો તમારા બધાનો મોટો ઉપકાર થશે!

પચરંગી બુલબુલ તેમજ બધાં પંખીઓએ જોયું કે ખરેખર હવે તે કાંણિયા કાગડાને પસ્તાવો થાય છે તેની આંખોમાંથી આંસુઓ પણ ચાલ્યે જાય છે! બાદમાં બધાં પંખીઓએ તેને ક્ષમા આપી જ્યારે પચરંગી બુલબુલે તેને થોડો ઈર્ષાવૃત્તિ નહીં કરવાનો ઉપદેશ આપ્યો. બાદમાં કાંણિયો કાગડો ખરા હૃદયના પસ્તાવા સાથે તેમજ ઈર્ષાવૃત્તિ છોડી દેવાના દ્રઢ સંકલ્પ સાથે ત્યાંથી દૂર દૂર ચાલ્યો ગયો.

બાદમાં પુનઃ કેસરી કેસૂડાનાં વૃક્ષ ઉપર પચરંગી બુલબુલના મીઠા સાનિધ્યમાં બધાં પંખીઓ આનંદનો આલાપ છેડતાં હળી મળીને સ્નેહભાવે રહેવા લાગ્યાં.

# સોનેરી રાજહંસ



એક સુંદર મઝાનું સરોવર હતું. તે સરોવરમાં કેટલાક સફેદ દૂધ જેવા રાજહંસો તરી રહ્યા હતા. તે બધા રાજહંસો એક સંપ તેમજ આનંદપૂર્વક હળીમળીને રહેતા હતા.

એક દિવસની વાત છે. સંધ્યાનો મધુર તેમજ આહ્‌લાદક સમય હતો. ઠંડી મીઠી હવા ચોમેર લહેરાઈ રહી હતી. તે સુંદર મઝાનાં સરોવરમાં સફેદ દૂધ જેવાં રાજહંસો આનંદ કિલ્લોલપૂર્વક તરી રહ્યાં હતાં.

બરોબર આવા સમયે એક વિશાળ કદનો તેમજ ફાંગી આંખો ધરાવતો ગીધ પાણી પીવાના ઉદ્દેશ્ય સાથે તે સરોવર ઉપર આવી ચડ્યો. પાણી પીતાં પીતાં અચાનક તેની ફાંગી ક્રુર આંખો સરોવરમાં તરી રહેલ રાજહંસો ઉપર પડી. આથી તે ઈર્ષાપૂર્વક સળગવા લાગ્યો. ત્યારબાદ તે ઈર્ષા અને ઝનૂનપૂર્વક આકાશમાં ઉડ્યો અને પછી સીધો તે રોકેટની ગતિએ સરોવરમાં તરી રહેલ રાજહંસને પોતાની વિશાળ પાંખમાં ઉપાડી આકાશમાર્ગે રવાના થઈ ગયો.





અચાનક ફાંગા ગીધનું આક્રમણ થતા ભલા, ભોળા, નિર્દોષ તેમજ નિરૂપદ્રવી એવા રાજહંસો ચોંકી ઉઠ્યાં. બાદમાં આ ફાંગા ગીધ રૂપીઆવેલ આફત અંગે ગંભીરતાપૂર્વક વિચારવા લાગ્યા કે હવે કરવું શું? પરંતુ તેઓને તેનો કશો ઉપાય મલ્યો નહીં!

બીજા દિવસે પણ સાંજના સમયે સરોવરમાં તરી રહેલ નિર્દોષ રાજહંસો ઉપર ફાંગા ગીધે આક્રમણ કર્યું અને ફરી એક નિર્દોષ રાજહંસને તે પોતાની પાંખમાં પકડીને ઉપાડી ગયો. આ જોઈ ફરી નિર્દોષ રાજહંસો ફફડી ઉઠ્યા અને વિચારમાં પડ્યા કે હવે આ સરોવરમાં રહેવામાં કોઈ સુરક્ષા કે સલામતી નથી!

ત્યારબાદ બધા રાજહંસો સરોવર છોડવાની તૈયારી કરવા લાગ્યા કે અચાનક એક સુંદર મઝાનો સોને મઢ્યો એવો સોનેરી રાજહંસ ક્યાંકથી ઉડતો ઉડતો તે સરોવર ઉપર આવી ચડ્યો. અને પછી તે સરોવરમાં તરવા લાગ્યો. સોનેરી રાજહંસને આ રીતે સરોવરમા આવેલ જોઈ અન્ય સફેદ રાજહંસો ચમક્યા પણ પછી તેઓ બધા ભેગા થઈ તે સોનેરી રાજહંસ પાસે ગયા અને ત્યારબાદ પેલા ક્રુર અને લુચ્ચા એવા ફાંગા ગીધ વિશે વાત કરી. આ સાંભળી સોનેરી રાજહંસ બોલી ઊઠ્યો. અરે મિત્રો, તમે મારા ઉપર વિશ્વાસ મૂક્યો છે. તેમજ તમો બધાંએ મને મિત્ર માન્યો છે. એટલે તમારી ચિંતાએ મારી ચિંતા કહેવાય બરોબર! બીજું હવે આ ફાંગા ગીધને હું એવો તો પાઠ ભણાવીશ કે તે આજપછી આ સરોવરમાં આવવાનું જ ભૂલી જશે! સોનેરી રાજહંસની વાત સાંભળી સફેદ સાજહંસોને થોડી રાહત થઈ. બાદમાં તે સોનેરી રાજહંસ પોતાની યોજના ઘડવા લાગ્યો. તેમજ સાંજ પડવાની રાહ જોવા લાગ્યો.

સંધ્યાનો સમય હતો. બધા રાજહંસો શાંતિ પૂર્વક સરોવરમાં તરી રહ્યા હતા. જ્યારે સોનેરી રાજહંસ પોતાની યોજના મુજબ થોડે દૂર એકલો તરી રહ્યો હતો. તેનો સમગ્ર દેખાવ એક

દેવદૂત પંખી જેવો લાગી રહ્યો હતો. આથમતા સૂર્યનાં કૂમળાં કિરણો તો સોનેરી રાજહંસનાં શરીર ઉપર પડતાં તેનો સમગ્ર દેખાવ રોશનીમય અને દિવ્ય લાગી રહ્યો હતો. બરોબર આવા સમયે ફાંગો ગીધ ફરી સરોવર ઉપર પાણી પીવા તેમજ એકાદ રાજહંસને ઉપાડી જવા આવ્યો હતો. સહસા તેની નજર સરોવરની મધ્યમાં તરતા તેમજ દિવ્ય ઝગારા મારતા એવા સોનેરી રાજહંસ ઉપર પડી સોનેરી રાજહંસનો દિવ્ય દેખાવ જોઇ ફાંગો ગીધ ચમકી ઉઠ્યો ત્યારબાદ તેના મોઢામાંથી લાળ ટપકવા લાગી વાહ...?

આમ, તે લાલચી ક્રુર ફાંગો ગીધ ઉડ્યો અને સીધો રોકેટ ગતિએ જઇ તેણે સોનેરી રાજહંસ ઉપર તરાપ મારી.

પરંતુ સોનેરી રાજહંસ જીણી નજરે ફાંગા ગીધનું અવલોકન કરી રહ્યો હતો. જેવું ફાંગુ ગીધ નજીક આવ્યું તે સાથે જ તેણે પોતાની લાંબી ચાંચ નજીક આવી પહોંચેલા ફાંગા ગીધની બીજી આંખમાં ઘોંચી દીધી. અચાનક બીજી આંખ ઉપર આ રીતે અણકલ્પિત આક્રમણ થતા તે ફાંગો ગીધ હેબતાઇ ગયો અને બીજી આંખોએ પણ દેખાવાનું બંધ થઇ જતા તે સૂરદાસ આંધળો બની દિશા વિહીન થતો આકાશમાં ગોળ ગોળ ઘૂમરીઓ ખાવા લાગ્યો. અન્ય સફેદ રાજહંસો ફાંગા ગીધને આ રીતે ઘૂમરી ખાતો જોઇ આનંદિત થઇ ઉઠ્યા. સોનેરી રાજહંસ પણ ફાંગા ગીધની આવી કરૂણ દશા જોઇ રહ્યો હતો.

અચાનક ફાંગો ગીધ ધબાકા સાથે સરોવરમાં ખાબક્યો અને સરોવરના નીરમાં તણાવા લાગ્યો. થોડીવારમાં તો તે દેખાતો પણ બંધ થઇ ગયો આ જોઇ બધાં રાજહંસોએ રાહતનો શ્વાસ ખેંચ્યો ત્યારબાદ બધા રાજહંસોએ આફતમાંથી મુક્તિ અપાવવા બદલ સોનેરી રાજહંસનો ખૂબ ખૂબ આભાર માન્યો.

બાદમાં બધા રાજહંસોના અતિઆગ્રહથી તે સોનેરી રાજહંસ સરોવરમાં આનંદપૂર્વક રહેવા લાગ્યો.



# ફરજ



એક સુંદર મઝાનું વન હતું. તે વનમાં અનેક પ્રકારનાં પશુ પંખીઓ રહેતાં હતાં.

એક દિવસની વાત છે. વર્ષાઋતુની મોસમ હતી. ચારે તરફ મુશળધાર વર્ષા થઇ રહી હતી. વનમાં પશુ પંખીઓનાં નાનાં નાનાં રહેઠાણો પાણીમાં તણાઇ ગયાં હતાં. અને તેઓ બધાં સલામત અને સુરક્ષિત સ્થળ શોધી રહ્યાં હતાં.

બરોબર આવા સમયે, સુંદર મઝાનાં અને ખૂબ જ નાનાં નાનાં સસલાઓનું એક ઝૂંડ કે જેમનું રહેઠાણ પાણીમાં તણાઇ ગયેલ હોવાથી તેઓ બધાં વરસાદમાં પલળી ગયાં હતા અને તેઓ બધા

સુરક્ષિત અને સલામત સ્થળની શોધ કરી રહ્યાં હતાં. એવામાં તે વનનો રાજા કેસરીસિંહ આ તરફ આવી ચડ્યો હતો. અને તેણે આ ફુલસમાન નાજુક સસલાંઓની આવી કરૂણ અને દુઃખદ દશા જોઇ તેનું હૃદય દ્રવી ઉઠ્યું. તુરત જ તે સસલાઓ પાસે ગયો અને જઈને બોલ્યો અરે સસલાંઓ, શું તમોને હજુ સુધી સલામત રહેઠાણ મળ્યું નથી? એક આગેવાન ભોલું સસલું બોલ્યું. મહારાજ, અમોને ક્યાંક કરતાં ક્યાંય સુરક્ષિત જગ્યા દેખાતી જ નથી? સિંહરાજા બોલ્યાં ઠીક છે. ચાલો મારી સાથે, હું તમોને એક સરસ મઝાની ગુફા બતાવું! ચાલો બધાં મારી સાથે!

ત્યારબાદ સિંહરાજાની પાછળ પાછળ નિર્દોષ અને નાજુક સસલાઓ ઝપાટાબંધ ચાલવા લાગ્યાં. થોડીવારમાં એક નાની પરંતુ ખૂબ જ સુરક્ષિત ગુફા પાસે તેઓ બધાં આવી પહોંચ્યાં. સિંહ રાજા પ્રથમ ગુફામાં જઇ અંદરથી ગુફાને સાફસૂફ કરી આવ્યા. ત્યારબાદ તે બોલ્યો. ચાલો તમો બધાં ગુફામાં અંદર ચાલ્યાં જાવ! જ્યા આગળ તમોને ગુફાના પથ્થરોની ગરમી અને હૂંફ મળશે! ભોલું સસલું બોલ્યું પરંતુ મહારાજ આપ ક્યાં આગળ રહેશો?

બહાર આટલો બધો બેસૂમાર વરસાદ વરસતો હોય તેમજ પવનના કાતિલ સૂસવાટા વાતા હોય, ત્યારે આપને પણ સલામત જગ્યાઓની હૂંફની જરૂરિયાત હોય જ! અન્યથા આપ વરસાદમાં પલળીને બિમાર પડી જશો!

સિંહરાજા બોલ્યા સાથીઓ, રાજાની પ્રથમ ફરજ એ હોય



છે કે તે તેના નાગરિકોનું પ્રજાનું સંપૂર્ણપણે રક્ષણ, પાલન અને હિફાજત કરવી આ સાંભળી બધાં સસલાંઓ આ વનના સિંહ રાજાની મનોમન ખૂબ જ પ્રશંસા કરવા લાગ્યાં. તેમજ ગૌરવ અનુભવવા લાગ્યાં કે તેઓને એક ન્યાયપ્રિય, પ્રામાણિક અને દયાળુ રાજા મલ્યો છે!

ત્યારબાદ બધાં સસલાઓ તે મજબૂત, સુરક્ષિત અને હૂંફ આપતી ગુફામાં ચાલ્યાં ગયાં જ્યાં આગળ ખરેખર તેઓને અતિશય હૂંફ મળી જ્યારે વનના સિંહરાજા એક વૃક્ષ નીચે પલળતા પલળતા સૂઈ રહ્યા.

સવાર પડી વરસાદ બંધ પડી ગયો હતો. બધાં સસલાઓ ગુફામાંથી બહાર આવ્યાં અને સિંહરાજાનો ખૂબ ખૂબ આભાર માનતાં બોલ્યાં. મહારાજ, રાત્રીના સમયે આપ જો સમયસર અમારી મદદે આવ્યાં ન હોત તો કદાચ અમો અત્યારે હયાત હોત કે કેમ? તે પણ એક પ્રશ્ન હતો? ઈશ્વર તમોને સદાય આવી જ પ્રેરણાત્મક, અને માનવતાપૂર્વક પ્રવૃતિ કરવા માટે શક્તિ અને સદ્‌બુદ્ધિ આપે એવી અમારી પ્રાર્થના છે!

ત્યારબાદ સસલાઓનું ઝુંડ સિંહરાજાની રજા લઇ નવું રહેઠાણ બનાવવા માટે ચાલતાં થયાં.

# પશ્ચાતાપ



એક સુંદર મઝાનું વન હતું. તે વનમાં અનેક પ્રકારનાં પશુ પંખીઓ રહેતાં હતાં.

એક દિવસની વાત છે. વડના એક વૃક્ષ ઉપર કેટલાંક વાંદરાઓ રહેતા હતા જે સ્વભાવે ખુબ જ મસ્તીખોર અને ઉછાંછળો પણો સ્વભાવ ધરાવતા હતા. તે વડનાં વૃક્ષ નીચેથી જે કોઇ પશ પંખીઓ પસાર થાય તેને તેઓ બધા ભેગા મળીને હેરાન પરેશાન કરતા અને આ રીતે તેઓ બધા માનસિક આનંદ મેળવતા અચાનક એવામાં એક વિશાળકદ ધરાવતો હાથી તે વૃક્ષ નીચેથી પસાર થયો આ જોઇ બધાં વાંદરાઓના ચહેરા ઉપર આનંદ વ્યાપી ગયો અને બધા વાંદરાઓ ખુશીથી ઝૂમી ઉઠ્યા તેમજ તે હાથી ને હેરાન પરેશાન કરવાની યોજના ઘડવા લાગ્યા.

તે વિશાળ કદનો હાથી જેવો વડના વૃક્ષ નીચે થી પસાર થયો કે વૃક્ષ ઉપર લાગ જોઇને બેઠેલા વાંદરાઓ વૃક્ષ ઉપરથી ટપોટપ કરતા હાથી ઉપર ખાબક્યા અને કોઇ હાથીની પીઠ ઉપર તો કોઇ તેની પૂંછડીએ કોઇ તેના કાન ઉપર એમ વાંદરાઓએ હાથીને





મજબૂત રીતે પકડી લીધો.

અચાનક આવું બેહુંદુ અને વિચિત્ર આક્રમણ થતાં હાથી પ્રથમ ચોક્યો ત્યારબાદ તે ગુસ્સે થઇ બોલ્યો અરે ઓ બંદરો તમો લોકોએ આ શું રમત માંડી છે! ચાલો, ચાલો, નીચે ઉતરો જોઉં! પરંતુ આતો વિચિત્ર અને અટકચાળા બંદરો હતા! તેઓ ક્યાં કોઇનું કશું સાંભળવાના હતા. થોડીવાર રહી તેઓ બધા બોલ્યા. અરે ઓ હાથીડા, અમો બધા આજે તને ખૂબ જ પજવવાના છીએ સમજ્યો! હાથીને લાગ્યું કે માળા હાળા આ બંદરીયાઓએ અગાઉથી જ નક્કી કરી રાખ્યું હોય તેમ લાગે છે કે આ વૃક્ષ નીચેથી જે કોઇ પશું પંખીઓ પસાર થાય તેને ખુબ જ હેરાન પરેશાન કરવાનાં!

ત્યારબાદ તે હાથીએ વાંદરાઓને ખૂબ જ વિનંતી કરી કે તેઓ બધા તેની પીઠ વગેરે ઉપરથી ઉતરી જાય! પરંતુ વાંદરાઓ એક ના બે ન થયા! અંતમાં હાથીએ મનોમન નિર્ણય કર્યાં કે માળા આ વાંદરાઓને કશોક પાઠ ભણાવવો જ પડશે! અન્યથા તેઓ બધા સીધી રીતે માનશે નહીં આમ તેણે કશુંક વિચારીને તે વનમાં આડો અવળો તેમજ ગીચ કાંટાઓની ઝાડીમાં દોડવા લાગ્યો.

અચાનક આવું અકલ્પિત અણધાર્યું અને ત્રાસ દાયક ઘટના શરૂ થતાં બધા વાંદરાઓ ચમક્યા પરંતુ હવે થાય પણ શું! તેઓ બધા મજબૂત રીતે હાથીને વળગી પડ્યા હાથી તો મંડ્યો દોડવા ખૂબ જ દોડ્યો અચાનક એવામાં એક વાંદરો પોતાનું સમતોલ પણુ ગુમાવતાં તે હાથી ઉપરથી ભફાંગ કરતો નીચે પડ્યો. નીચે પડ્યો નીચે પટકાયો આથી તે વાંદરાને ખૂબ જ વાગ્યું. બીજા વાંદરાઓએ પોતાના સાથીદારની આવી કરૂણ અને બુરી દશા થયેલ જોઇ તેઓ બધા મનોમન ખુબ જ ભાંગી પડ્યા અને અંતે તેઓ બધાંને ખૂબ જ પસ્તાવો થવા લાગ્યો. હાથી તો પોતાની મસ્તીમાં અને આ બંદરીયાઓને પાઠ ભણાવવાના ઉદ્દેશ્ય સાથે સડસડાટ અને પુર ઝડપે દોડ્યે જતો હતો!

કેટલાક વાંદરાઓના શરીર તીક્ષ્ણ કાંટાઓ ભોંકાવાથી છોલાઈ ગયા હતા. તેઓને હવે કરેલ પાપકર્મો ઉપર ખૂબ જ પસ્તાવો થવા લાગ્યો તેમજ અનેક નિર્દોષ ભલાં ભોળાં પશુ પંખીઓ ઉપર કરેલ અત્યાચાર બદલ ઉંડું દુઃખ થવા લાગ્યું પછી બધા વાંદરાઓ એક સાથે જ બોલી ઉઠ્યાં અરે ઓ હાથી મહારાજ, અમો બધાં એ અનેક નિર્દોષ નિઃસહાય એવા પશુ પંખીઓ ને હેરાન પરેશાન કર્યાં હતાં હવે અમોને ખૂબ જ પશ્ચાતાપ થાય છે અમોને માફ કરશો!

બધા વાંદરાઓની આંખોમાં પશ્ચાતાપ નાં આંસુઓ ઉભરાઈ આવ્યાં.

હાથીએ દરેક વાંદરાઓના ચહેરા ઉપર નજર કરી તો તેને લાગ્યું કે ખરેખર બધા વાંદરાઓને હવે ખૂબ જ દુઃખ અને પસ્તાવો થાય છે!

ત્યારબાદ તે હાથી અચાનક ઉભો રહી ગયો આથી બધા વાંદરાઓ ટપોટપ કરતા હાથી ઉપરથી નીચે ઉતરી પડ્યા અને બધા હાથીના પગમાં પડી ગયા હાથીએ બધા વાંદરાઓને ઉદ્દેશીને કહ્યું મિત્રો, હંમેશાં દરેક સાથે ખૂબ જ એક સંપ ભાઈચારો, ને શાંતિપૂર્વક રહેવું જોઈએ. તો જ જીવનનો ખરો આનંદ આપણને બધાને મળે સમજ્યોં!

આમ, હાથી મહારાજની પ્રેરક અને બોધક વાણી સાંભળી બધાં વાંદરાઓના હૃદય શુદ્ધ બની ગયા અને પાછળથી તેઓ બધાં ખૂબ જ સુખી થયા.



# પસ્તાવાના આંસુ



એક વિશાળ બદામનું વૃક્ષ હતું. તે વૃક્ષ ઉપર પુષ્કળ પ્રમાણમાં તેમજ મીઠીમધ જેવી લાલ ચટક બદામ આવેલ હતી. તથા તે બદામના વૃક્ષ ઉપર અસંખ્ય પોપટ રહેતા હતા. બધા પોપટ બદામ ખાવાનો ભરપૂર લાભ લેતા હતા.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. મંદ મંદ હવા લહેરાઈ રહી હતી. કે અચાનક એવામાં એક વિશાળ કદનું ગીધ તે બદામના વૃક્ષ ઉપરથી ઉડતું ઉડતું પસાર થયું અને તેની તીક્ષ્ણ નજર આ બદામના વૃક્ષ ઉપર બેઠેલ પોપટ તથા બદામ ઉપર પડી. અને તે મનોમન બોલી ઉઠ્યો. આહ...? આ શું...? આટલી બધી બદામો તે બદામના વૃક્ષની ટોચની ડાળી ઉપર જઈને બેઠો.

અચાનક બદામના વૃક્ષ ઉપર ગીધને આવેલ જોઈ બધા

પોપટ ચોંક્યા. આ શું? કોઇ દિવસ આ ગીધ કે અન્યપક્ષીઓ આ બદામના વૃક્ષ ઉપર આવતાં નથી અને આજે આમ કેમ! તેમજ તેઓ ભધા પોપટને ભય પણ લાગ્યો કે આ ગીધ તેમનાં બાળ બચ્ચાઓને ઉપાડીને લઇ તો નહીં જાય ને? અને હવે આ આવેલ ગીધનું કરવું શું? શું તેઓ બધાંએ આ બહુમૂલ્ય બદામનું વૃક્ષ છોડવું પડશે?

આમ, બધા પોપટ ગંભીરપણે વિચારવા લાગ્યા કે હવે કરવું શું? અચાનક એક આગેવાન પોપટ કે જેનું નામ શ્યામ હતું. તે શ્યામ પોપટ બોલ્યો, મિત્રો આપણે બધા ભેગા મળી તે ગીધ પાસે જઇને વિનંતી કરીએ કે તે આપણા આ બદામના વૃક્ષ ઉપરથી અન્યત્ર ચાલ્યો જાય! કારણ કે જો તે ગીધ અહીં રહેશે તો આપણાં નાનાં નાનાં બાળ બચ્ચાઓ બીકના માર્યા માળામાંથી બહાર નીકળશે જ નહીં?

આ રીતે શ્યામ પોપટની આગેવાની અને તેના નેતૃત્ત્વ હેઠળ બધા પોપટ ભેગા મળી ગીધ પાસે રજૂઆત કરવા ગયા. માંજરી આંખો ધરાવતો લુચ્ચો ગીધ નીરાંતે બેઠો બેઠો બદામ ખાઇ રહ્યો હતો. શ્યામ પોપટ તે ગીધને ઉદ્દેશીને બોલ્યો કેમ છો ગીધભાઇ, મજામાંને? ગીધે ઊંચી આંખો કરી શ્યામપોપટ તરફ તથા અન્ય સાથે આવેલ પોપટ સામે કંધાઇ પૂર્વક જોયું. ત્યારબાદ તે બોલ્યો બોલો શું કામ છે તમારે? તે લુચ્ચા અને માંજરી આંખો ધરાવતા ગીધને જોઇ કેટલાય ભલા ભોળા અને નિર્દોષ પોપટ ભયના માર્યા ધ્રુજવા લાગ્યા. પછી ધીરે રહી શ્યામ પોપટ બોલ્યો ગીધભાઇ, અમારાં નાનાં નાનાં બાળ બચ્ચાઓ તમને જોઇ માળામાંથી બહાર જ નીકળતાં નથી! માટે જો તમો કૃપા કરી અન્ય વૃક્ષ ઉપર રહેવા જતા રહો તો તમારો ખૂબ ખૂબ આભાર થશે! પરંતુ આ લુચ્ચો ગીધ ક્યાં કશે જવા માટે અહીં બદામના વૃક્ષ ઉપર આવ્યો હતો? મનોમન તે બોલ્યો બચ્ચાઓ તમને



બધાંને એક એક કરીને ખાઇ જઇશ! પરંતુ તે ઠાવકું મોં કરીને બોલ્યો પોપટભાઇઓ, હું તો આ વૃક્ષ ઉપર કાયમી ધોરણે જ રહેવા માટે આવ્યો છું! તેમજ મને આ બદામનું વૃક્ષ ખૂબ જ ગમી ગયું છે! એટલે જો કંઇ તકલીફ હોય તો તે તમોને છે. મારે કશી તકલીફ નથી! માટે તમારે જો આ વૃક્ષ ઉપર ન રહેવું હોય કે મારી બીક તમોને બધાને લાગતી હોય તો તમો બધા અન્ય વૃક્ષ ઉપર જતા રહોને? લુચ્ચા ગીધની કડવી અને તીક્ષ્ણવાણી સાંભળી બધા પોપટ નીરાશ થઇ ગયા. ત્યારબાદ બધા પોપટોએ તે ગીધને અનેક વિનંતી ઓ કરી કે ભાઇસાબ, આ વૃક્ષ ઉપરથી વિદાય લ્યો તો તમારો ઉપકાર થશે! પરંતુ ગીધ એકનો બે ન જ થયો! અંતે હારી થાકીને બધા પોપટ ત્યાંથી ચાલ્યા ગયા અને નીચેની ડાળીએ ભેગા મળી વિચારણા કરવા લાગ્યા કે હવે કરવું શું?

અચાનક શ્યામ પોપટ બોલી ઉઠ્યો, મિત્રો, મારો એક વાનરમિત્ર છે. અને તેનું નામ છે. ચિન્ટુવાંદરો તે ચિન્ટુવાંદરો ખૂબ જ બુદ્ધિશાળી, હોશિયાર અને પરોપકારી છે. એટલે તે જરૂર ગીધને ભગાડવાનો રસ્તો શોધી કાઢશે!

આપણે કાલે સવારે તેને જરૂરથી મળીશું! ત્યારબાદ બધા પોપટ પોતપોતાના માળામાં જતા રહ્યા. અને આખી રાત ફફડતાં ફફડતાં તેમજ ઉંચક જીવે તેઓએ રાત્રી પસાર કરી.

બીજે દિવસે શ્યામ પોપટ ચિન્ટુ વાંદરાને શોધવા માટે ઉપડી ગયો. અથાગ પ્રયત્ન બાદ તેને ચિન્ટુવાંદરો એક ઉંચા વૃક્ષ ઉપર બેઠો બેઠો ફળો ખાઇ રહ્યો હતો. અચાનક શ્યામ પોપટને આવેલ જોઇ અચંબાથી તે બોલી ઉઠ્યો. આવો, આવો, શ્યામ પોપટભાઇ, શું આજે આ તરફ ભૂલા પડ્યા છો કે શું? શ્યામ પોપટે ચિન્ટુવાંદરા સામે જોયું. ત્યારબાદ લુચ્ચા ગીધની માંડીને વાત કરી.

આ સાંભળી ચિન્ટુવાંદરો બોલ્યો શ્યામ પોપટભાઈ, તમો મારા ખાસ અંગત મિત્ર છો! એટલે તમારી ચિંતા તે મારી ચિંતા થઈ બરોબર માટે તમો નિસ્ફિકર અને નચિંત થઈ જાય. તે લુચ્ચા ગીધને આજ રાત્રે જ પાઠ ભણાવીશું? તેમજ હું આજે રાત્રીના છુપી રીતે તમારા વૃક્ષ પાસે આવીશ, માટે તમો બધા જાગતા રહેશો બરોબર? શ્યામ પોપટ બોલ્યો ચિન્ટુભાઈ, તમો જેમ કહેશો તેમ અમો બધા કરીશું? ત્યારબાદ બંન્ને વચ્ચે સામાન્ય ચર્ચાઓ થઈ અને બાદમાં શ્યામ પોપટ પોતાના રહેઠાણ ઉપર પરત આવ્યો અને તેણે સાથી પોપટ મિત્રોને ચિન્ટુવાંદરાની યોજના વિશે જાણ કરી આ સાંભળી બધા પોપટને સંતોષ થયો.

રાત્રીનો ગાઢ અંધકાર અવની ઉપર ઉતરી આવ્યો. આકાશમાં તારલાઓ ટમટમી રહ્યા હતા. ઠંડી હવા લહેરાઈ રહી હતી. આવા સમયે લુચ્ચો ગીધ બદામથી પેટભરી ખૂબ જ મીઠી ઉંઘમાં સરકી ગયો હતો. ચિન્ટુવાંદરો ધીરે રહી બદામના વૃક્ષ પાસે આવ્યો. બધા પોપટ તેની જ રાહ જોઈ રહ્યા હતા. ચિન્ટુવાંદરાએ બધા પોપટને નીચે બોલાવ્યા અને કહ્યું તમો બધાં નીચે જ શાંતિથી રહેજો તેમજ બિલકુલ અવાજ કરશો નહીં. હું બદામના વૃક્ષ ઉપર ચડી મારી યોજના શરૂ કરું છું! આટલું બોલી તે ચિન્ટુવાંદરો જરાય અવાજ કર્યા વગર બદામના વૃક્ષ ઉપર ચડવા લાગ્યો. ગીધથી થોડે દૂર બદામનાં પાંદડાઓ વચ્ચે છુપાઈને બેસવાની જગ્યા તેણે કરી લીધી.

ત્યારબાદ તેણે બે હાથના પંજા ભેગા કરી, મોઢા પાસે લાવી જોરથી વિચિત્ર અને બિહામણો અવાજ કાઢવા લાગ્યો આવો ભયાનક અને બિહામણો અવાજ સાંભળી લુચ્ચો ગીધ ફડાક કરતો જાગી ગયો અને અવાજની દિશા તરફ આંખો ખેંચી જોવા લાગ્યો. પરંતુ તેની નજરે કશું જ ન પડતાં તે બેસી રહ્યો. તે બિહામણો





અવાજ કાળ રાત્રીના શાંત અને ઠંડી ભર્યા વાતાવરણમાં ચોમેર ફેલાઈ ગયો અને તે અવાજ વધવા લાગ્યો. ધીરે ધીરે લુચ્ચા ગીધને આવી ઠંડીમાં પણ પરસેવો વળવા લાગ્યો. અને શરીરે ધ્રુજારી ચડવા લાગી. ચિન્ટુવાંદરો પાંદડા વચ્ચેથી લુચ્ચા ગીધનું સૂક્ષ્મ અવલોકન કરી રહ્યો હતો.

અંતે લુચ્ચા ગીધથી આવો બિહામણો અને ભયંકર અવાજ વધુ સહન ન થતાં તેણે પોતાનું સમતોલપણું ગુમાવી દેતાં તે બદામની ટોચની ડાળીએથી ભફાંગ કરતો નીચે પટકાયો. નીચે પડવાથી તેને અનેક જગ્યાએ વાગ્યું. બધા પોપટ તે ગીધને ઘેરી વળ્યા. તેમજ તેમની આંખોમા પારાવાર ગુસ્સો તરવરતો હતો. ગીધને કરેલ કર્મો ઉપર હવે ખૂબ જ પસ્તાવો થવા લાગ્યો, ત્યારબાદ તે બધા પોપટને ઉદ્દેશીને બોલ્યો મિત્રો, ખરેખર તમારાં જેવાં નિર્દોષ નિરઉપદ્રવી તેમજ ભલા ભોળાં પક્ષીઓને મેં ખોટી રીતે હેરાન પરેશાન કર્યા છે. તે બદલ મને ક્ષમા કરશો. તેમજ તમારુ આ બદામનું વૃક્ષ છોડી હું દૂર દૂર ચાલ્યો જઈશ! બધા પોપટે એ જોયું તો ગીધની આંખોમાંથી પસ્તાવાના આંસુઓ ચાલ્યે જતાં હતાં ત્યારબાદ તે ગીધ પસ્તાવા સાથે ત્યાંથી ચાલ્યો ગયો.

ચિન્ટુંવાંદરાએ ગીધને ચાલ્યો જતો જોઈ તે તુરંત વૃક્ષ ઉપરથી નીચે ઉતરી આવ્યો. બધા પોપટની આંખોમાં ચિન્ટુવાંદરા પ્રત્યે આભારની લાગણી અને ભાવના જોઈ, ચિન્ટુવાંદરો બોલી ઉઠ્યો. મિત્રો, સંકટ સમયે આપણે એકબીજાને સાથ, સહકાર આપવો તે આપણી ફરજ કહેવાય! ત્યારબાદ ચિન્ટુવાંદરો બધા પોપટની રજા લઈ ત્યાંથી પોતાના રહેઠાણ તરફ ચાલતો થયો.

બાદમાં બધા પોપટ તે બદામના વિશાળ વૃક્ષ ઉપર આનંદ અને સ્નેહસંપથી રહેવા લાગ્યા.

# કર્મોનું ફળ



એક સુંદર મઝાનું તળાવ હતું. તે તળાવમાં એક મગર રહેતો હતો. તેમજ તે તળાવ પાસે એક સરસ મઝાનું જાંબુનું ઝાડ આવેલ હતું. અને તે જાંબુના ઝાડ ઉપર એક વાંદરો રહેતો હતો.

આમ, તળાવમાં મગર અને જાંબુના ઝાડ ઉપર રહેલા વાંદરા વચ્ચે પાકી મિત્રતા બંધાઈ ગઈ. મગર રોજ વાંદરાને સરસ મઝાની નિતનવી વાર્તાઓ, ટૂચકાઓ, હાસ્ય કથાઓ તેમજ હેરતભરી અને સાહસ ભરી વૈવિધ્યસભર વાર્તાઓ કહેતો જે વાંદરાભાઈને સાંભળવાની ખૂબ જ મઝા પડતી. વાંદરાભાઈ પણ મગરને દરરોજ મીઠાં મધ જેવા જાંબુ તોડી તોડીને આપતો જે





મગરને જાંબુ ખાવાની ખૂબ જ મઝા આવતી હતી. આમ, બંન્ને વચ્ચે મિત્રતા ગાઢ થતી ચાલી.

પરંતુ પડ્યો સ્વભાવ ક્યારેક ક્યારેક બહાર આવતો જ હોય છે! તે મુજબ એક દિવસ મગરભાઈ તળાવમાં તરતા તરતા વિચારી રહ્યા હતા કે મારો હાળો આ વાંદરો ધરાઈ ધરાઈને જાંબુની જયાફત ઉડાવે છે અને મને માંડ માંડ ખોબા બે ખોબા પૂરતાં જ જાંબુ આપે છે તો જો આ જાંબુના ઝાડ ઉપર એક દિવસ મારાથી ચડી શકાય તો આ બધા જ જાંબુ એક સાથે ખાઈ જાઉં!

આમ, મગરનાં મગજમાં અસંતોષ અને લાલચભરી વૃત્તિને સાથે લેતાં જ તેણે તેની યોજના ઘડી કાઢી.

એક દિવસ વાંદરાભાઈ જાંબુના ઝાડ ઉપર બેઠા બેઠા આરામથી મીઠાં મધ જેવાં જાંબુ ખાઈ રહ્યા હતા. અચાનક મગરની નજર તેના ઉપર પડતા જ તે ઈર્ષાથી સળગી ઉઠ્યો. પરંતુ ચહેરા ઉપર ઈર્ષાના ભાવ ઉપસી ન આવે તેનું ધ્યાન રાખી તે તળાવનાં કાંઠે ગયો અને વાંદરાને બોલાવતાં કહ્યુ, આવો આવો વાંદરાભાઈ, આજે તમને નિતનવા ટૂચકા સંભળાવું! વાંદરાભાઈ હૂપ કરતા મગર પાસે પહોંચી ગયા. ત્યારબાદ મગરે એક એકથી ચડીયાતા ટુચકાઓ વાંદરાભાઈને કહ્યાં.

વાંદરાભાઈ ટુચકાઓ સાંભળી અને પેટ પકડીને ખડખડાટ હસવા લાગ્યા. પછી થોડીવાર રહી, મીઠી મધ જેવી વાણીમાં મગર બોલ્યો, જૂઓ વાંદરાભાઈ, તમો મારા પાકા ભાઈબંધ છો, બરાબર? વાંદરો બોલ્યો એમાં શંકા જ નથી? પછી મગર બોલ્યો હે

વાંદરાભાઈ, જેમ મેં તમોને આ તળાવમાં તરતાં શિખવાડ્યું છે, તેમ તમો મને આ જાંબુના ઝાડ ઉપર ચડતાં ન શિખવાડો? વાંદરો ફુલાઈને બોલ્યો શું કામ ન શિખવાડું? ચાલો અત્યારે જ તમોને આ જાંબુના ઝાડ ઉપર ચડતાં શીખવાડી દઉં?

આમ, મગરની મીઠી વાણીથી ફુલાઈને ભોળો વાંદરો ભોળવાઈ ગયો અને તે મગરને લઈ જાંબુના ઝાડ પાસે આવ્યો અને ઝાડ ઉપર કેમ અને કઇ રીતે પગ રાખીને ચડાય તે તેણે મગરને શિખવાડ્યું. મગર પહેલા, બીજા અને ત્રીજા પ્રયત્ને તો તે જાંબુનાં ઝાડ ઉપર ચડી ગયો અને ત્યારબાદ તે જાંબુને વીણી વીણીને ખાવા લાગ્યો. વાંદરો આંખો ફાડી મગરને તાકી રહ્યો હતો. તેને હવે લાગ્યું કે આ લુચ્ચા મગરીયાએ પોતાને ઉલ્લું બનાવ્યો છે! તે નક્કી પરંતુ કશો વાંધો નહીં. તેને તેનું ફળ અવશ્ય મળશે જ!

અને ખરેખર વાંદરાની વિચારધારા મુજબ જ મગરને તેના કરેલાં કપટનાં કર્મોનું ફળ મળ્યું જ! તે મુજબ મગર જાંબુને વીણી વીણીને ખાવા લાગ્યો. અને તેણે દાઢમાંને દાઢમાં એટલાં બધાં જાંબુ ખાધા કે તેનું પેટ ફુલી ગયું તે ઝાડ ઉપર પોતાનું સમતોલ પણું પણ માંડ માંડ સાચવી શકતો હતો. ત્યારબાદ તેને હવે ઉંઘવાની ઈચ્છા થઈ, પરંતુ તે ઝાડ ઉપર કંઇ ઉંઘી શકતો હશે ખરો? આથી તેણે વાંદરાને વિનંતી કરી, વાંદરાભાઈ, મારે ઉંઘવું છે અને તે માટે મારે નીચે ઉતરવું પડશે! તો હું કઇ રીતે ઉતરૂ?

વાંદરાને પણ હવે જ ખ્યાલ આવ્યો કે મગરથી ઝાડ ઉપર ચડતાં તો ચઢી જવાયું. પરંતુ હવે તે ઉતરશે કઇ રીતે? મનોમન તે



હસવા લાગ્યો મગરે નીચે ઉતરવા માટે ઘણા પ્રયત્નો કર્યા. પરંતુ પરિણામ શૂન્ય આવ્યું.

અચાનક મગરે પોતાનું સમતોલ પણુ ગુમાવતા તે ભફાંગ કરતો જાંબુના ઝાડ ઉપરથી નીચે પટકાયો. આથી તેના મુખમાંથી એક કારમી અને પીડાદાયક ચીસ નીકળી ગઈ. તેને અનેક જગ્યાએ વાગવાથી બેહદ બળતરા થવા લાગી. અને હવે જ તેને ભાન થયું કે જાંબુ અને વાંદરાની ઈર્ષા કરવાના કારણે જ પોતાની આવી દુઃખદ પરિસ્થિતિનું નિર્માણ થયું હતું ને? માટે પોતે જાંબુ ખાવાનો આટલો બધો મોહ કે લોભ ન રાખ્યો હોત તો આજે આ ઘટના ન ઘટી હોત? તેને હવે ભારે પસ્તાવો થવા લાગ્યો.

ત્યારબાદ તે મગરે વાંદરાભાઈની ખરા હૃદયે માફી માંગી અને પછી બોલ્યો હે વાંદરાભાઈ, મારાથી ગંભીર અને અક્ષમ્ય ભૂલ થઈ ગઈ છે. ખોટી અને બુરી લાલચના કારણે આજ મારી આવી દુઃખદ સ્થિતિ થઈ છે! મને ક્ષમા કરશો? આટલું કહી તે પસ્તાવા સાથે પુનઃ તળાવમાં ચાલ્યો ગયો. વાંદરાભાઈને પણ થયું કે હવે આ જાંબુના ઝાડ ઉપર ન રહેતાં અન્યત્ર ચાલ્યા જવું જોઈએ.

આમ, વાંદરાભાઇ પણ તે જાંબુનું ઝાડ છોડી બીજી જગ્યાએ ચાલ્યા ગયા.

# ખાડો ખોદે તે પડે



એક સુંદર મઝાનું વન હતું. તે વનમાં અનેક પશુ પંખીઓ રહેતાં હતાં.

એક દિવસની વાત છે. એક શિયાળ નદી કાંઠે બેઠું બેઠું વિચારે ચડ્યું. હા, આજે એક હાથીને હાસ્યની હોળીનું નાળિયેર બનાવું તો જ હું ખરો બુદ્ધિશાળી અને ચતુર શિયાળ કહેવાઉં? ઉપરાંત હમણાં હમણાં તેના મિત્રો પણ તેનાથી દૂર દૂર ભાગતા હતા. કારણ કે તે મોટી મોટી ડંફાસ જ માર્યા કરતો હતો. કોઈ નક્કર કાર્ય કરી દેખાડતો ન હોતો! પરંતુ આજે તેણે એક ખુબ જ સુંદર અને મજબૂત યોજના ઘડી કાઢી હતી. યોજના બનાવી તે ઉભો થઈને વન તરફ ચાલવા લાગ્યો. પછી વનમાં એક પોચી જગ્યાએ ઉંડો ખાડો કરી તેણે ખાડા ઉપર વૃક્ષોની ડાળીઓ ઉભી પાથરી તેના ઉપર લીલુછમ ઘાસ, કેળા,પાંદડા વગેરે પાથરીને તે





ખાડાને વ્યવસ્થિત ઢાંકી દીધો. જેથી દૂરથી જોનારને તે ખાડો ન દેખાતાં લીલુછમ ઘાસ તેમજ ફળો જ દેખાય! પોતાની આટલી કાર્યવાહીથી તે મનોમન ખૂબ જ ખુશ થઈ ઉઠ્યો. હાશ! આજે તો પોતાના મિત્ર મંડળ ઉપર જો પ્રભાવ ન પાડું તો મારું નામ ચતુર શિયાળ નહીં!

આમ, પોતાની યોજના મુજબ તે તેના મિત્રમંડળ પાસે જઈ તેમને પેલા ખાડાની આસપાસના વૃક્ષો પાછળ છુપાઈને પોતે રચેલા પ્રભાવશાળી અને રોમાંચક નાટકનો ખેલ જોવા આવવાનું આમંત્રણ આપી આવ્યો. ત્યારબાદ તે એક હાથીની કરને? શિયાળને લાગ્યું કે હવે આ હાથીડાને લાગમાં લેવાનો સમય પાકી ગયો છે!

ત્યારબાદ તે શિયાળ ઠાવકું મોઢું કરી, મીઠા મધ જેવા સ્વરે બોલ્યો, દાદા, આજે તો મેં એક એવી સરસ મઝાની જગ્યા શોધી કાઢી છે કે તમો તે જગ્યા જોઈને જ દંગ રહી જશો? હાથી બોલ્યો પરંતુ તે જગ્યા કોના માટે શોધી છે? શિયાળ તુરત જ બોલી ઉઠ્યો દાદા, આ વનમાં માનને પાત્ર તમારા સિવાય અન્ય કોઈ પશુ પંખીઓ છે જ ક્યાં? ઉપરાંત તમો તો અમારા વડીલ અને મુરબ્બી છો? એટલે અમારી ફરજ છે કે વડીલને હંમેશા માન આપવું જ જોઈએ! ચતુર શિયાળની મીઠી મધ જેવી વાણી સાંભળી હાથીને શંકા જાગી! માળુ હાળું આ શિયાળવું કોઈ દિવસ પોતાના સામે જોતુ પણ નહોતું અને આજે એકાએક આટલું બધું માન પાન આપતું થઈ ગયું છે? નક્કી આ લુચ્ચા શિયાળની કશી લુચ્ચાઈ ભરી ચાલ જ છે! ત્યારબાદ તે હાથી મનોમન બોલ્યો બચ્ચા લુચ્ચા શિયાળ, જો આમાં તારી કશી બદ ઈરાદાવાળી ચાલ હશે તો આ ચાલ અને લુચ્ચાઈ તને જ ભારે પડશે?

આમ, થોડીવાર વિચાર કરી હાથી બોલ્યો, અરે શિયાળ, તે એવી લીલીછમ જગ્યા જોઈ છે, તો ચાલ મને તારી સાથે લઈ જા!

શિયાળને તો આટલું જ જોઇતું હતું. વૈદે કીધું ને ભાવતું મળ્યું નો ઘાટ થયો. ત્યારબાદ શિયાળ અલક મલકની વાતો કરતો હાથીને લઇને ચાલવા લાગ્યો. હાથી પણ પૂરી સાવચેતી સાથે શિયાળ પાછળ ચાલવા લાગ્યો. અંતે પેલા ખાડાથી થોડે દૂર ઉભો રહી શિયાળ, બોલ્યો, દાદા દાદા, આજે તો મેં એટલા બધા કેળા ખાધાં છે કે પેટમાં હવે જરાય જગ્યા નથી. આમ કહી તે ત્રાંસી આંખે હાથીને જોવા લાગ્યો, હાથી મનોમન સમજી ગયો કે આ લુચ્ચો શિયાળ પોતાને ફસાવી દીધો છે! ત્યારબાદ તેણે શિયાળે બતાવેલ જગ્યાનું ખૂબ જ જીણવટથી નિરીક્ષણ કર્યું તો તેને લાગ્યું કે કેળાં કોઇ દિવસ નીચે જમીન ઉપર ઉગે નહી. કેળાં તો હંમેશાં વૃક્ષ ઉપર જ ઉગે! જ્યારે આ કેળાં તો નીચે જમીન ઉપર રીતસરનાં ગોઠવ્યા હોય તેમ તેને લાગ્યું. અને તરત જ તેને ઝબકારો થયો. હા,હા, આ જગ્યા ઉપર ખાડો, કરી. તેની ઉપર ઘાસ, પાન, કેળાં વગેરે આ લુચ્ચા શિયાળે ગોઠવ્યાં હોય તેમ લાગે છે! બસ, આ----------ચડ્યો. માળો આ લુચ્ચો શિયાળ વગર વાંકે પોતાને ખાડામાં પાડવા માંગે છે કેમ! ઠીક છે, આજે તો આ લુચ્ચા શિયાળને આવી ખોટી લુચ્ચાઇ અને બીજાને હેરાન પરેશાન કરવા બદલ પાઠ તો ભણાવવો જ પડશે!

ત્યારબાદ તે હાથી ધીરે ધીરે વિચાર પૂર્વક ઘાર તરફ ચાલતો થયો. આ જોઇ શિયાળના આનંદનો કોઇ પાર ન રહ્યો. તેણે વૃક્ષ પાછળ છુપાયેલા પોતાના મિત્રો તરફ જોયું. તેના મિત્રો પણ તેની તરફ પ્રશંસા પૂર્વક જોઇ રહ્યા હતા. તેમજ હાથીદાદાના નાટકનો ખેલ જોવા ખૂબ જ ઉત્સુક્તાપૂર્વક રાહ જોઇ રહ્યા હતા. શિયાળ ગર્વથી છાતી ફુલાવી રહ્યો હતો આહ...? આજે તો તેના મિત્રો પોતાની શક્તિ, બુદ્ધિ અને ચાતુર્ય ઉપર પ્રશંસા કરી અને પોતાને શાબાશી આપશે!

પરંતુ કુદરતની યોજના કંઇક જુદી જ હતી. હાથી ઘાસના



ખાડા પાસે ન જતાં તેનાથી થોડે દૂર ઉભો રહી શિયાળને ઉદ્દેશીને બોલ્યો અરે શિયાળ, મને બતાડ તો ખરો કે મારે આ કેળાં છે. તેમાંથી પહેલાં એલચી યુક્ત કેળાં ખાવાના છે કે પછી લીલાં અને પાકાં કેળાં છે તે ખાવાના છે! આ સાંભળી શિયાળ પોરસાતો પોરસાતો હાથીને સલાહ આપવા આગળ વધ્યો. તે શિયાળના મિત્રો, શ્વાસ રોકી આ ખેલ જોઇ રહ્યા હતા. તેમને પણ આ હાથીદાદાને ખાડામા પડતાં અને તરફડતાં જોવાની ખૂબ જ ઇચ્છા હતી! ગમે તેમ તો લુચ્ચા શિયાળના જાતભાઇ હતા ને? લુચ્ચા શિયાળને ખ્યાલ ન આવ્યો કે આ હાથીદાદા તેને રમાડી રહ્યા હતા! તે તો કેળાનું બહાનું કરીને આ લુચ્ચા શિયાળને તેની જ જાળમા સપડાવવા માગતા હતા! અને ખરેખર બન્યું પણ એમ જ!

લુચ્ચો શિયાળ પોતાનાં સ્વાર્થ અને અહંમમાં આગળ વધતો ચાલવા લાગ્યો. ઘડીભર તો તે ભૂલી જ ગયો કે અહીં પોતાએ ઉંડો ખાડો ખોદીને તેના ઉપર આ બધું ગોઠવ્યું હતું! પરંતુ જ્યાં આગળ સ્વાર્થ હોય, ત્યાં આગળ સમજનો અભાવ હોય જ! તે મુજબ તે લુચ્ચા શિયાળ પોતાની ધુનમાંને ધુનમાં હાથીને ક્યા કેળાં પહેલાં ખાવા તેની સલાહ આપવા જતા જ બરોબર વચ્ચેના ભાગે પહોંચી ગયો અને તેણે જ ગોઠવેલ ડાળીઓ વગેરે તેના ભારથી તડાક સાથે તૂટી પડી અને તે લુચ્ચો શિયાળ દર્દભરી ચીસ સાથે ભફાંગ કરતો ખાડામા જઇ પડ્યો. આ જોઇ તેના મિત્રો ભયના માર્યા ભાગવા લાગ્યા. હાથી ખાડા પાસે ગયો. શિયાળની દશા ખૂબ જ બૂરી અને દયાજનક થઇ ગઇ હતી. તેને અનેક જગ્યાએ વાગવાથી લોહીની ટશરો દેખાઇ આવતી હતી.

અધુરું છે.

# ચતુર સુગરી



એક સુંદર મઝાનું ઘટાદાર વૃક્ષ હતું. તે વૃક્ષ ઉપર કેટલાંય પંખીઓ માળો બાંધી ખૂબ જ એક સંપ અને શાંતિ પૂર્વક રહેતા હતા. પંખીઓમાં ખાસ તો મેના, પોપટ, ચકલાં, કોયલ, કબૂતર, બુલબુલ, સુગરી, મોર, હોલો, દેવચકલી, ચક્રવાક, કુંજ ઈત્યાદી હતાં.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. મધુર અને નયનાકર્ષક વાતાવરણ હતું. બધાં પંખીઓ માળામાં બેઠાં બેઠાં આનંદનો આલાપ છેડતાં મધુર અને મીઠું ગીત ગાઈ રહ્યા હતા. જાણે ધરતી ઉપર સ્વર્ગનું વાતાવરણ રચાઈ ગયું હોય તેમ! તે વૃક્ષની આસપાસ વસવાટ કરતા સસલાં, હરણાં, સાબર, કાળિયાર વગેરે પણ વૃક્ષ પાસે બેસી આ અનેરા આનંદમય સંગીત ભર્યાં ગીતનો આનંદ ઉઠાવતાં હતા.

પરંતુ જ્યાં આગળ સુખનાં સૂર હોય, ત્યાં આગળ દુઃખનાં દેડકાં પણ પોતાના કર્કશ અને ઉપદ્રવી સ્વભાવે આવી પહોંચતા



હોય છે. તે મુજબ અચાનક એક કદાવર અને ફાંગી આંખો ધરાવતો એક લુચ્ચો ગીધ આ વૃક્ષ ઉપર આવી ચડ્યો. વિશાળકાય ગીધને વૃક્ષ ઉપર આવેલ જોઈ માળામાં વસતા અને આનંદનો આલાપ છેડતા નિર્દોષ, ભલાં, ભોળાં પંખીઓ ચુપ થઈ ગયાં અને મનમાં ફફડાટ અને ભય સાથે તેઓ બધાં વિચારવાં લાગ્યાં કે આ ફાંગો અને લુચ્ચો ગીધ અહીં ક્યાંથી આવી ચડ્યો! રખે, આ લુચ્ચો ગીધ પોતાના બાલ બચ્ચાને ખાઈ જશે તો!

ત્યારબાદ બધા પંખીઓની છૂપી જગ્યાએ એક મીટીંગ ભરાણી અને આ આવી પડેલ આફતોનો કઈ રીતે સામનો કરવો. તેની ચર્ચા વિચારણા કરવા લાગ્યા. બધા પંખીઓએ પોત પોતાના અભિપ્રાય, મંતવ્યો વગેરે રજૂ કર્યાં. અંતે એક સુગરી મિટીંગ વચ્ચે ઉભી થઈ. તેનો પ્રભાવશાળી ચહેરો, તીક્ષ્ણ બુદ્ધિ અને ખૂબ જ ઝીણવટ ભરી દ્રષ્ટિએ જોવાની અને કામ કરવાની પદ્ધતિથી સર્વે પંખીઓ માહીતગાર હતા.

થોડીવાર રહી, સુગરી બોલી, સાથીઓ આપણે કોઈનું કશું બગાડતા નથી. કે કોઈને કશું નુકશાન પહોંચાડતા નથી! આપણે બધા પોતપોતાના માળામા શાંતિથી રહીએ છીએ. તેમજ સંકટ સમયે એક બીજાને શક્ય એટલાં મદદરૂપ થઈએ છીએ!

બધાં પંખીઓ આ બુદ્ધિશાળી અને ચતુર સુગરીની વાત ખૂબ જ શાંતિથી અને રસપૂર્વક સાંભળી રહ્યાં. બધાને લાગ્યું કે આ સુંગરી કંઈ નક્કર અને મજબૂત ઉપાય સૂચવવા માંગે છે!

ત્યારબાદ સુગરીએ બધા સામે જોઇ અને પોતાની યોજના રજૂ કરી. મિત્રો જો આ આવેલ લુચ્ચો ગીધ કાયમી ધોરણે આ વૃક્ષ ઉપર રહેશે તો આપણી તથા આપણા બાલ બચ્ચાંની કોઇ સલામતી નહીં રહે! પ્રમુખ સ્થાને બીરાજેલ, બુલબુલ બોલ્યું હેં સુગરીબેન, આ લુચ્ચા ગીધને અહીંથી ભગાડવાનો ઉપાય શો છે! સુગરી બોલી, મિત્રો, મેં એક યોજના બનાવી છે. જો તમોને મારી આ યોજના અનુકુળ લાગે તો આપણે તે યોજના મુજબ આગળની કાર્યવાહી, કરીશું. બરોબર? બધા પંખીઓએ હકારમાં હા ભણી ત્યારબાદ સુગરી બોલી, મિત્રો, મનુષ્ય જાતિ જે રીતે પશુ પંખીઓને પકડવા માટે જાળ બીછાવે છે અને જાળમાં સપડાવે છે, તે જ રીતે આપણે બધા ભેગા મળી એક મજબૂત જાળ બનાવી નાંખીએ અને તે જાળમાં પેલા લુચ્ચા ગીધને સપડાવી તે જાળ અને ગીધને આપણે દૂર દૂર મૂકી આવીશું. જેથી તે ગીધ ફરી આ વૃક્ષ ઉપર આવે જ નહીં! સુગરીની યોજના સાભળી બધા પંખીઓ આનંદમાં આવી ગયા અને બધાએ આ મજબૂત યોજનાને બહાલી આપી.

ત્યારબાદ બીજા જ દિવસથી ચતુર સુગરીના નેજા હેઠળ બધાં પંખીઓએ ભેગા મળી મજબૂત જાળ બનાવવાની શરૂ કરી દીધી. આ તરફ લુચ્ચા ગીધને વિશાળ વૃક્ષ ખૂબ જ પસંદ પડ્યું હતું. અને આટલાં બધાં પંખીઓને જોઇ તેના ઉપર પ્રભાવ પાડવાના ઉદ્દેશ્યથી તે કંઇને કંઇ નખરાળાં અને ઉછાંછળાં પણું તેમજ બુદ્ધિનું પ્રદર્શન કર્યા કરતો હતો તથા નિર્દોષ પંખીઓ સાથે વારંવાર લડ્યા કરતો હતો.

અંતે બધા પંખીઓએ જાળ તૈયાર કરી નાંખી અને બધા યોગ્ય સમયની રાહ જોવાં લાગ્યાં.



બપોરનો ધોમ તડકો પૃથ્વી ઉપર પડી રહ્યો હતો. ગરમ ગરમ હવાની ઝપટો વાતાવરણમા અથડાઈ રહી હતી. આવા સમયે લુચ્ચો ગીધ પેટ પૂજા કરી નિરાંતે વૃક્ષની ઘનઘોર ઘટામા મીઠાં નસકોરાં બોલાવી રહ્યો હતો. બધા પંખીઓ જાળ સાથે ગીધને સપડાવવા માટે તૈયાર થઇને ઉભા હતા. પ્રમુખ બુલબુલે સંકેત કરતાં જ વિશાળ સંખ્યામા પંખીઓ મજબૂત જાળ ખોલીને ગીધ તરફ ઘસ્યાં ગીધ ભર ઉંઘમાં હતો અચાનક તેની ઉપર ચારે તરફથી જાળ સાથે પંખીઓ ઘસી આવ્યાં અને જોતજોતામાં તે મજબૂત જાળ સાથે પંખીઓ ઘસી આવ્યા અને જોત જોતામાં તે મજબૂત જાળમાં લુચ્ચો ગીધ સપડાઇ ગયો. ગીધે જાળમાંથી બહાર નીકળવા માટે ખૂબજ ફાંફા માર્યા પરંતુ પરિણામ શૂન્ય આવ્યું. ત્યારબાદ બધા પંખીઓએ ભેગા મળી ગીધની જાળને ઉચકી અને લઇ આવ્યાં. ગીધે બધા પંખીઓને ખૂબ જ વિનંતી, કાકલૂદીઓ કરી, માફી માંગી, પરંતુ કોઇ પણ પંખી આ લુચ્ચા, ફાંગા ગીધને છોડવા કે તેને માફ કરવા તૈયાર નહોતું. અંતે તે ગીધને એક વિશાળ અને અંધારી ગુફામાં છોડી આવ્યાં.

આમ, ચતુર સુગરીની ચાતુર્ય, બુદ્ધિશાળી અને ધીરજતાના કારણે તેમજ બધાં પંખીઓની એકતા મિત્રતા તથા સદ્ભાવના દ્વારા લુચ્ચા ગીધના ત્રાસમાંથી હંમેશને માટે મુક્તિ મેળવી.

ત્યારબાદ બધા પંખીઓ પુનઃ ફરી એક સંપ, સાથ સહકારથી તે વૃક્ષ ઉપર આનંદપૂર્વક રહેવા લાગ્યાં.

# અભિમાની લીમડો



એક સુંદર મઝાનું વન હતું. એ વનમાં પુષ્કળ પ્રમાણમાં વૃક્ષો આવેલ હતાં. જેમાં લીમડો, પીપડો, વડલો, આંબો, આસોપાલવ, ગુલમહોર, સાગ કે સુડો, નાળિયેરી વગેરે.

એક સમયની વાત છે. વસંતઋતુની મોસમ હતી. જેથી વૃક્ષો ઉપરનાં જૂનાં પર્ણોની વિદાય સાથે નવાં કુમળા અને તાજાં તાજાં પર્ણોનું આગમન થઇ રહ્યું હતું. તે બધાં વૃક્ષોમાં એક લીમડાનું વૃક્ષ કે જે ખૂબ જ ઝડપભેર વૃદ્ધિ સાથે વિકાસ પામી રહ્યું હતું. તે લીમડાનું વૃક્ષ જેમ જેમ ઝડપભેર વૃદ્ધિ સાથે વિકાસ પામી રહ્યું હતું. તે લીમડાનું વૃક્ષ જેમ જેમ ઝડપભેર વિકાસ પામતું ગયું તેમ તેમ તેનામાં અભિમાનના અંશો પ્રેવશતા ગયા. લીમડાના વૃક્ષની બાજુમાં વડલાનું, પીપડાનું અને ગુલમહોરનાં વૃક્ષો આવેલ હતાં.





જેના ઉપર હજુ સુધી નવાં પર્ણો, ફુલો આવેલ ન હોતાં આથી તે બધા વૃક્ષોની ડાળીઓ, પર્ણો અને ફુલો વગેરેની ચારે તરફ ફેલાયેલ હતી. લીમડાનાં વૃક્ષને થયું કે આ ત્રણેય વૃક્ષો મારી બાજુમાં બિલકુલ શોભતાં નથી! તેમજ તે બધા બેહુદા અને નિર્જીવ જેવા લાગે છે.

આમ, અભિમાની લીમડો, વિચારીને ત્રણેય વૃક્ષોને ઉદ્દેશીને બોલ્યો અરે ઓ વડલા પીપડા અને ગુલમહોર, તમારામાં તે કંઇ અક્કલ બક્કલ છે કે નહીં! તમારું આ શરીર જુઓ! રૂપ રંગ જુઓ? કેવું તદ્દન નિર્જીવ અને સુષ્ક લાગે છે! આ મારું રૂપ રંગ અને તેજ જુઓ? મારા શરીર ઉપરની અને ચહેરા ઉપરની લાલાશ જુઓ! કેવો સુંદર મઝાનો લીલોતરીનો પાલવ મેં ઓઢ્યો છે? કાશ, તમો ત્રણેય મારાથી જો દૂર હોય તો મારી શોભામાં ચારચાંદ લાગી જાત!

લીમડાની ઉપરોક્ત કટાક્ષ અને દ્વેષયુક્ત વાણી સાંભળી પેલાં ત્રણેય નિર્દોષ વૃક્ષોને અંતરથી ખૂબ જ દુઃખ થયું. તેઓ ત્રણેય વૃક્ષોએ વિચાર્યું આહ...? આ લીમડો કેટલો બધો ઝડપભેર વિકાસ પામતો જાય છે અને તેઓને હજુ વિકાસ વૃદ્ધિમાં સમય લાગશે?

ગુલમહોર બોલ્યું વડલાજી અને પીપડાજી, તમો બહુ દુઃખી થાઓ મા? કુદરતનો ક્રમ અને નિયમ હશે તે પ્રમાણે જ આપણો વિકાસ થશે? ત્યારબાદ ગુલમહોર લીમડાના વૃક્ષને ઉદ્દેશીને બોલ્યું અરે ઓ લીમડા, તારે તારા આ રૂપ રંગ ઉપર અભિમાન કરવું બહુ સારું નહીં હોં? આ સાંભળી લીમડો તાડૂતી ઉઠ્યો, અરે ઓ ગુલીયા, અત્યારે અને આ સમયે જે સત્ય છે, તે

સત્ય જ છે ને? જોઇલે મારું આ ઝગારા મારતું રૂપ? છે ક્યાંય કરતાં ક્યાંય કોઇ ડાઘ કે ખાલી નિર્જીવ ડાળખાઓ? અને તારું આ કદરૂપુ નિર્જીવ રૂપ જો! ચારે તરફ બરછટ અને ખરબચડી ચામડી જ દેખાય છે ને? જો મનુષ્ય વસતી આ તરફ અચાનક આવી ચડે ને તો તમને લોકોને તો તેઓ જોવાનું જ પસંદ ન કરે! જ્યારે મારી તરફ તેઓ દ્રષ્ટિ કરે તો તેઓ મને જોતાં જ રહી જશે? અરે મારી તો તેઓ રીતસર પૂજા અર્ચના કરશે? મારા શીતળ છાંયડા નીચે તેઓ બેસશે, પોરો ખાશે. અને વિશ્રામ કરશે તેમજ શુદ્ધ હવા ગ્રહણ કરશે? છી, તમોને જોઇને તો મને પણ સુંગ ચડે છે! અભિમાની લીમડા ની કડવી વખ જેવી વાણી સાંભળી ગુલમહોર ને પણ અત્યંત દુઃખ થયું પછી તે બોલ્યું હસે, ભાઈ હસે? તારા ચડતા દિવસો છે! ત્યારબાદ તે ચૂપ થઇ ગયું. અભિમાની લીમડો, પોતાનાં રૂપ રંગ ઉપર ફુલાતો અને ખોટો ગર્વ કરતો સ્વપ્ન વિહાર કરવા લાગ્યો.

અચાનક કેટલાક હાથીઓ ફરતાં ફરતાં તે વનમાં આવી ચડ્યા તેઓ બધાંને ખૂબ જ ભૂખ લાગી હતી. આથી તેઓએ ચો તરફ નજર ઘુમાવી તો તેઓની નજર લીલાછમ લીમડાના વૃક્ષ પાસે જઇ મંડ્યા લીમડાના કૂણા કૂણા પર્ણો ખાવા અચાનક પર્ણો ખૂટવા લાગતા લીમડો ચમક્યો તેને થયું. આ હાથીઓ શું બધા પર્ણો ખાઇ જશે? લીમડાનાં લીલા પર્ણો ધીરે ધીરે ઓછાં થતાં ચાલ્યાં. વડલો, પીપડો, ગુલમહોર, વગેરે આ દ્રશ્ય જોઇ રહ્યાં. થોડીવારમાં તો અભિમાની લીમડો, ત્રાહિમામ, ત્રાહિમામ પોકારી ઉઠ્યો. તેને તેના રૂપરંગનું અભિમાન ઉતરતું હોય તેમ લાગ્યું આહ...? તેણે પેલા વડલાં, પીપડા અને ગુલમહોર સામે કેવી



પોતાના રૂપ રંગની બડાશમારી હતી! અત્યારે તો પોતાની દશા પેલા વડલા, પીપડા અને ગુલમહોર કરતા પણ વિશેષ ખરાબ થઇ રહી હતી ને? આથી તેને હવે ધીરે ધીરે સત્ય સમજાવાં અને પસ્તાવો થવા લાગ્યો. ત્યારબાદ તે હાથીઓને ઉદ્દેશીને બોલ્યો અરે, ઓ હાથી મહારાજ, મને મારા રૂપ રંગ ઉપર ખૂબ જ ગુમાન અને અભિમાન થતું હતું. મેં મારા પડોશી મિત્રોને ન કહેવાના શબ્દો કહ્યા. તેમનું અપમાન કર્યું અને તેમનું દિલ દુભાવ્યું. પરંતુ હવે મને પુરેપુરું ભાન થઇ ચૂક્યું છે કે અભિમાન તો રાજા રાવણનું પણ ક્યાં રહ્યું હતું. તે મારું અભિમાન રહે!

પરંતુ તમો બધાંએ આજે મારું અભિમાન અને ઘમંડ ઉતારી નાંખ્યા છે. અને હવે પછી કોઇ દિવસ હું મારા રૂપ, રંગ, કે ગુણનું અભિમાન નહીં કરું! તેની આંખોમાંથી ચોધાર આંસુઓ વહ્યે જતાં હતાં.

અચાનક હાથીઓને શું થયું કે તેઓ બધા પર્ણો ખાતા બંધ થઇ ગયાં.

અને બધા જે દિશાઓમાંથી આવ્યા હતા તે દિશામાં પુનઃ પાછાં ચાલ્યા ગયા. કુદરતની અકળ લીલા ભલા કોણ જાણી શકે?

આમ, ત્યારબાદ લીમડો બધાં વૃક્ષો સાથે ખૂબ જ હળીમળીને, અને સ્નેહપૂર્વક રહેવા લાગ્યો.

# વાંદરાનો પસ્તાવો



એક તળાવ હતું તે તળાવમાં એક મગર રહેતો હતો. તેમજ તે તળાવ પાસે એક જાંબુનું ઝાડ પણ હતું અને તે ઝાડ ઉપર એક ચટકચાળો વાંદરો રહેતો હતો. તે અટકચાળો વાંદરો મીઠાં મધ જેવાં જાંબુ ખાઈ ખાઈને તેના ઠળીયાનો તે તળાવમાં શાંતિથી રહેતાં મગર ઉપર વાર કરતો. આથી તે મગર અટકચાળા વાંદરા ઉપર ખૂબ જ ધૂંધવાતો. પરંતુ વધુ તેનાથી કશું થઈ શકતું નહીં. કારણ કે વાંદરો હંમેશાં જાંબૂનાં ઝાડ ઉપર જ રહેતો.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. મધુર મીઠી હવા લહેરાઈ રહી હતી. આવા સમયે એક ભીમકાય હાથી તળાવ ઉપર પાણી પીવાં આવ્યો. અને તે હાથી શાંતિપૂર્વક તળાવનું મીઠું પાણી પીવા લાગ્યો. સહસા



જાંબુના ઝાડ ઉપર રહેતા અટકચાળા વાંદરાની નજર તળાવનું પાણી પીતા ભીમકાય હાથી ઉપર પડી. આથી તેને તે હાથીની મશ્કરી કરવાનું મન થઈ ગયું ત્યારબાદ તે ઝડપથી જાંબુઓ તોડી તોડીને એકઠા કરવા લાગ્યો. પછી જાંબુ ખાઈ ખાઈને તેના ઠળીયા તે હાથી ઉપર ફેંકવા લાગ્યો. પ્રથમ તો હાથીને થયું કે વાંદરો પોતાની મશ્કરી કરતો હશે. પરંતુ જાંબુના ઠળીયાનો સતત પ્રહાર ચાલુ રહેતો તે ક્રોધિત થઈ ઉઠ્યો અને પછી ગર્જના કરતાં તે વાંદરા તરફ ધસ્યો. આ જોઈ અટકચાળો વાંદરો ભયથી ઉપલી ડાળી ઉપર ચાલ્યો ગયો. પરંતુ પડછંદ ભીમકાય હાથી તે જાંબુના ઝાડ પાસે આવી શરીરને ટટ્ટાર કર્યું ઉંચો શ્વાસ લીધો અને પછી સૂંઢને પૂર્ણ પણે ફુલાવી ઉંચી કરી. આ જોઈ વાંદરો ગભરાઈ ઉઠ્યો. તેણે આવી કશી કલ્પના કરેલ નહીં. તે ફાટી આંખે હાથીની ઉંચી થઈ રહેલ સૂંઢને જોવા લાગ્યો. પરંતુ ત્યાં સુધીમાં તો હાથીએ તે અટકચાળા વાંદરાની પૂંછડી પોતાની સૂંઢમાં પકડી લીધી અને પછી તેને જોરથી ખેંચી.

બસ, ખલાસ! તે વાંદરો જાંબુના વૃક્ષ ઉપરથી ભફાંગ કરતો જમીન ઉપર પછડાયો. આથી તેના મોઢાના આગળનાં બે દાંત તૂટી ગયા. માથા ઉપર મૂઢ માર વાગ્યો. હાથી તો બરોબરનો ગુસ્સે ભરાયો હતો.

તેણે તો પુનઃ વાંદરાની પૂછડી પકડી હવામાં ગોળગોળ ઘૂમાવવા લાગ્યો અને પછી જોરથી તેનો તળાવમાં ઘા કર્યો.

બરોબર આવા સમયે તળાવમાં રહેતો મગર તળાવની વચ્ચોવચ્ચ તરી રહ્યો હતો. અને મનોમન તો જાંબુના ઝાડ ઉપર રહેતાં અટકચાળા વાંદરાથી

ત્રાસી ગયેલ હોવાથી તેને તે પાઠ ભણાવવાની યોગ્ય તકની રાહ જોઈ રહ્યો હતો. અચાનક હાથીએ ફંગોળેલ તે અટકચાળો વાંદરો તરતા મગરના માથા ઉપર ધબાક કરતો પટકાયો. ઘડીભર તો તે મગર ધ્રુજી ઉઠ્યો. પરંતુ વાંદરાને અચાનક આ રીતે માથા ઉપર ત્રાટકેલ જોઈ તે ભયંકર ક્રોધિત થઈ ઉઠ્યો. અને આમેય તે આ અટકચાળા વાંદરાથી પહેલેથી જ ત્રાસેલ હતો જ! અને પછી તેણે તે વાંદરા ઉપર સઘળી દાઝ ઉતારી તેણે તે વાંદરાની પૂંછડી પોતાનાં ઝડબામાં પકડી તેને ચારે બાજુ ઘૂમાવ્યો આથી વાંદરો ત્રાહિમામ, ત્રાહિમામ પોકારી ઉઠ્યો અને રીતસરનો તે બે હાથ જોડી આંખોમાં ઉભરાતાં આંસુઓ સાથે તે માફી માગતા સ્વરે મગરને કરગરી ઉઠ્યો હે મગરભાઈ, ખરેખર હું તમારા બધાંનો ગુનેગાર છું મારા અટકચાળા સ્વભાવના કારણે આજે મારી આવી સ્થિતિ ઊભી થઈ છે! મને...મને...ક્ષમા કરશો! આજ પછી હું ક્યારેય કોઈને પણ હેરાન પરેશાન કરીશ નહીં. તેનું હું તમોને વચન આપું છું

મગરે વાંદરાની આંખોમાં થતો ખરા હૃદયનો પસ્તાવો જોયો. આથી તેને વાંદરાની દયા આવી. ત્યારબાદ તેણે તે વાંદરાને થોડો ઉપદેશ આપ્યો તેમજ જીવનજીવવાની સાચી સલાહ આપી અને પછી તેને મુક્ત કર્યો

વાંદરો ખરા હૃદયના પસ્તાવા સાથે તેમજ મગર અને હાથીની માફી માંગતો તળાવથી દૂર દૂર ચાલતો થયો.

જ્યારે તે નિર્દોષ મગર શાંતિપૂર્વક સુંદર મઝાના તળાવમાં આનંદપૂર્વક રહેવા લાગ્યો.



# સોનેરી પોપટ અને રૂપેરી મોર



એક સુંદર મઝાનું લીલોતરીઓથી હર્યું ભર્યું વન હતું. તે વનમાં આવેલ આંબાના વૃક્ષ ઉપર એક સોનેરી પોપટ રહેતો હતો. જે સ્વભાવે ખૂબ જ અભિમાની અને જીદ્દી પ્રકૃત્તિનો હતો. તેમજ તે આંબાના વૃક્ષ ઉપર પુષ્કળ પ્રમાણમાં મીધ મીઠી કેરીઓ પણ થતી. જેનો સોનેરી પોપટ ભરપૂર લાભ ઉઠાવતો હતો.

એક દિવસની વાત છે. સંધ્યાનો મધુર અને સોનેરી સમય હતો. ઠંડી મંદ મંદ હવા લહેરાઈ રહી હતી. આંબાના વૃક્ષ ઉપર બેઠેલો સોનેરી પોપટ અભિમાની પૂર્વક ગળું ફુલાવી, કર્કશ, બેસૂરા સ્વરે ગીતો ગાઈ રહ્યો હતો. બરોબર આવા સમયે એક ખૂબ જ સુંદર મઝાનો રૂપેરી રંગનો મોર ક્યાકથી ઉડતો ઉડતો તે આંબાના વૃક્ષ ઉપર આવી ચડ્યો અને ત્યાં આગળ બેઠો બેઠો તે ઠંડી મધુર હવા ખાવા લાગ્યો. અચાનક એવામાં તે સોનેરી પોપટની

ઊંચી નજર રૂપેરી રંગના મોર ઉપર પડતાં જ તે ચોંકી ઉઠ્યો. ત્યારબાદ તે ધીરે ધીરે ગુસ્સે ભરાવા લાગ્યો. અને થોડીવારમાં તો તે ક્રોધિત થઈ બરાડી ઉઠ્યો. એલાએય રૂપેરી મોરલા, આ આંબાના વૃક્ષ ઉપર મારા એકલાનો જ અધિકાર છે સમજયો. સોનેરી પોપટની વાત સાંભળી રૂપેરી મોર વિચારમાં પડ્યો. માળું આ તો ભારે કહેવાય હોં! આ વન તો ઈશ્વરે બનાવ્યું છે. પછી આ સોનેરી પોપટ આવા બેહુદી દાવાઓ કરે તે કેટલે અંશે ઉચિત ગણાય? થોડીવાર રહી રૂપેરી મોર વિનમ્ર સ્વરે બોલ્યો. મિત્ર, સોનેરી પોપટજી, હું તો આંબાના વૃક્ષ ઉપર ફક્ત એક રાત પૂરતો જ આવ્યો છું. સવારે તો હું આ આંબાનું વૃક્ષ છોડી ચાલ્યો જવાનો છું. આ સાંભળી સોનેરી પોપટ ફરી ગર્જી ઉઠ્યો. અરે એલા એય રૂપેરી મોરલા, તું આંબાના વૃક્ષ ઉપર આખી રાત રહેવાની વાત કરે છે. જ્યારે હું તો તને આ વૃક્ષ ઉપર એક કલાક પણ રહેવા દેવા માગતો નથી, સમજયો?

માટે ચાલ જોઉં, આ આંબાનું વૃક્ષ છોડી અન્યત્ર ચાલ્યો જા. નહી તો પછી હું મારી તીક્ષ્ણ ચાંચો વડે તારા આ રૂપેરી પીંછા કાપી નાંખીશ સમજ્યો?

સોનેરી પોપટની ક્રુર ધમકી સાંભળી રૂપેરી મોર બહુ વિચારોમાં પડ્યો. ત્યારબાદ તેને લાગ્યું કે આ જીદ્દી મારી વાત માનશે કે સાંભળશે નહીં. એટલે અત્યારે તો આ આંબાનું વૃક્ષ છોડી જવું જ પડશે. અને ત્યારબાદ જ આ મગરૂરી સોનેરી પોપટને પાઠ ભણાવવો પડશે.

બાદમાં તે રૂપેરી મોર આંબાનું વૃક્ષ છોડી સામે જ આવેલ તેમજ રંગ બે રંગી ફુલોથી ઉભરાતા એવા ગુલમહોરના વૃક્ષ ઉપર તે જતો રહ્યો અને પછી ત્યાં આગળ રહી તે સોનેરી પોપટને પાઠ ભણાવવાની યોજના અને સંકલ્પ કરવા લાગ્યો.





આ તરફ અભિમાની સોનેરી પોપટ રૂપેરી મોરના આંબાના વૃક્ષ ઉપરથઈ ચાલ્યા જવાથી તે ખડખડાટ હસવા લાગ્યો. તેમજ મનોમન ફુલાવા લાગ્યો. વાહ...! મારી ધાક અને ડરથી આવડો મોટો રૂપેરી મોર પણ આંબાનું વૃક્ષ છોડીને ચાલ્યો ગયો છે ને કાંઈ! આમ, તે સોનેરી પોપટ ખોટો ગર્વ અને અભિમાનના તોરમા રાચવા લાગ્યો.

પરંતુ તે અભિમાની સોનેરી પોપટનું અભિમાન અને આનંદ વધુ વખત ટક્યા નહીં. હા, રૂપેરી મોરે પોતાની યોજનાનો અમલ શરૂ કરી દીધો હતો. જે મુજબ તે ગુલમહોરના વૃક્ષ ઉપર બેસી દ્રઢ સંકલ્પ અને ગુઢ મંત્ર વડે તેણે પેતાનું ગળુ ફુલાવી જોરશોરથી તેણે પોતાના ગળામાંથી હવાને વહેતી મૂકી. હવા પણ કેવી જાણે માનો વાવાઝોડું ન વહેતું હોય! અચાનક આટલી બધી હવા વાવાઝોડું આવતા તે સોનેરી પોપટ ગભરાટ અનુભવવા લાગ્યો. આ...હ...! આ... શું?

એકાએક આવું વાતાવરણ શાથી બની ગયું હશે? ત્યારબાદ તેણે રૂપેરી મોર સામે જોયું તો તે રૂપેરી મોર પોતાના ગળામાંથી ભયંકર હવા કાઢી રહ્યો હતો. આ જોઈ તે સોનેરી પોપટ વધુ ડરી ગયો. એ ગભરાઈ ઉઠ્યો. આવા વાવાઝોડા સામે તે સોનેરી પોપટ ટકી શક્યો નહીં. તેમજ તે આંબાની વૃક્ષ ઉપર એક પણ કેરી રહી નહી. બધી કેરીઓ ટપોટપ કરતી વૃક્ષ ઉપરથી ખરવા અને પડવા લાગી. અને...અને...થોડીવારમાં તો તે આંબાનું વૃક્ષ કેરીઓ વગરનું સુષુપ્ત અને મૃતઃ પાય જેવું બની ગયું. આ જોઈ આઘાતથી સોનેરી પોપટ હતપ્રભ અને દિગ્મૂઢ શો બની ગયો અને બાદમાં તે પણ આંબાના વૃક્ષ ઉપરથી ધબાકા સાથે  નીચે પટકાયો. આથી દુઃખાવાથી તેના આંખોમાં આંસુઓ ઉભરાવા લાગ્યાં. સાથોસાથ તેને પસ્તાવો પણ થવા લાગ્યો. કાશ...! આ રૂપેરી મોરને આંબાના વૃક્ષ ઉપર એક રાત જો રહેવા દીધો હોત તો આજે આવી

કરૂણ અને દુઃખદ પરિસ્થિતિ ઉભી જ ન થઇ હોત! ખેર, હવે થાય પણ શું!

ત્યારબાદ તે સોનેરી પોપટ અભિમાન ઉતારી ખરા હૃદયના પસ્તાવા સાથે રૂપેરી મોર પાસે જઇ તેની માફી માંગતાં સ્વરે તે બોલ્યો. અરે ઓ રૂપેરી મોરજી, હું ખરેખર તમને ઓળખી ન શક્યો. તે બદલ મને હવે ખૂબ જ પસ્તાવો થાય છે! ઉપરાંત હું ખોટા અહંમમાં અને અભિમાનનાં તોરમાં મશગુલ રહ્યો. પરંતુ મને હવે સમજાય છે કે અભિમાન તો રાજા રાવણનું પણ ક્યાં રહ્યું હતું. આમ, તે સોનેરી પોપટની આવી દુઃખદ પરિસ્થિતિ અને તેને થતો પસ્તાવો જોઇ રૂપેરી મોરને લાગ્યું કે તેણે પોતાની માયાજાળ ને સંકેલી લેવી જોઇએ! ત્યારબાદ તેણે મંત્ર વડે હવાને પુનઃ તેની જગ્યાએ મોકલી દીધી. પછી પછી સોનેરી પોપટને માફી આપતા તે બોલ્યો. સોનેરી પોપટજી કોઇ પણ દિવસ ખોટું અભિમાન કરવું સારૂં નહીં. બીજું આ હરીભરી સોનેરી સૃષ્ટિ ઉપર દરેક ને સમાન ભાવે જીવવાનો અધિકાર ઈશ્વરે આપ્યો જ છે. પછી આ મારું વૃક્ષ, આ તારું વૃક્ષ એવો સવાલ જ ઉપસ્થિત થતો નથી. બરોબર! રૂપેરી મોરની બોધદાયક તેમજ ઉપદેશાત્મક વાણી સાંભળી સોનેરી પોપટની આંખો ભરાઇ આવી તેને હવે જ ખરૂ ભાન અને જ્ઞાન થયું હતું ને! થોડીવાર રહી રૂપેરી મોર પુનઃ બોલ્યો. મિત્ર આ આંબાનાં વૃક્ષ ઉપરથી ખરી ગયેલ બધી કેરીઓ પુનઃ સવારે આંબાનાં વૃક્ષ ઉપર પાછી એની જગ્યાએ આવી જશે. એવા મારા આશીર્વાદ છે. આ સાંભળી સોનેરી પોપટ આનંદિત થઇ ઉઠ્યો. અને ખરેખર સવાર પડતાં જ તે આંબાના વૃક્ષ ઉપર પુનઃ બધી કેરીઓ લહેરાવા લાગી. આ જોઇ સોનેરી પોપટ ભાવ વિભોર થઇ ઉઠ્યો. અને રૂપેરી મોરનો મનોમન તે આભાર માનવા લાગ્યો.



# ખરો હક્કદાર કોણ?



એક સુંદર મઝાનું જંગલ હતું. તે જંગલમાં અનેક પશુ પંખીઓ રહેતાં હતાં.

એક દિવસની વાત છે. તે જંગલમાં બે વાંદરાઓ ફરતા અને રમતા રમતા જઇ રહ્યા હતા. અચાનક તેમની નજર એક આંબાનું વૃક્ષ પડ્યું અને તે આંબાના વૃક્ષ ઉપર ફક્ત એક મીઠી મધ જેવી કેરી લટકતી હતી. આ જોઇ બંન્ને વાંદરાઓ વિચારમાં પડ્યા કે તે કેરીને પકડવી કઇ રીતે? કારણ કે તે કેરી ઘણી ઉંચાઇએ લટકતી હતી! આથી પ્રથમ મોટો વાંદરો બોલ્યો. મિત્ર, આ લટકતી કેરીને આપણે પથ્થર વડે પાડીએ બરોબર! અને પથ્થર મારવાનો પ્રથમ વારો મારો આવશે કારણ કે હું તારાથી મોટો છું એટલે! બીજો નાનો વાંદરો બોલ્યો ભલે મિત્ર, તારો વારો છે! તારે પથ્થરના પાંચ ઘા કરવાના તે પછી મારે પાંચ ઘા કરવાના બરોબર? પ્રથમ

મોટો વાંદરો આ સાંભળી આનંદિત થઇ ઉઠ્યો. કારણ કે પાંચ ઘામાં તો તે વૃક્ષ ઉપર લટકતી મધ મીઠી કેરી ને અવશ્ય પાડી જ લેશે, તેવી તેને આશા હતી!

આમ, પ્રથમ મોટા વાંદરાએ પાંચ પથ્થરો એકઠા કરી એક પછી એક પથ્થરને કેરી ઉપર વાર કર્યો પરંતુ તે કેરી તેનાથી પડી જ નહીં. આથી તે નિરાશ થઇ એક તરફ જતો રહ્યો. ત્યારબાદ બીજા નાના વાંદરાએ ફક્ત એક જ પથ્થર ઉપાડ્યો અને તેણે તે લટકતી કેરીનું નિશાન તાકી જોરથી તે પથ્થરનો ઘા કર્યો તે સાથે જ તે લટકતી કેરી તડાક સાથે તૂટીને નીચે પડી. આ જોઇ પ્રથમ લુચ્ચો વાંદરો દોડ્યો. અને તેણે કેરીને ઉપાડી લીધી. આ જોઇ બીજો નાનો વાંદરો બોલી ઉઠ્યો. અરે મિત્ર, આ કેરી મેં પાડી છે. એટલે તે કેરી ઉપર મારો અધિકાર છે? આ સાંભળી મોટો લુચ્ચો વાંદરો બરાડી ઉઠ્યો. અરે નાલાયક, તે ભલે કેરીને પાડી હોય. પરંતુ નીચે પડેલ કેરી તો સર્વ પ્રથમ મેજ ઉપાડી છે ને!

એટલે આ કેરીનો ખરો હક્કદાર તો હું જ છું! આમ કહી તે મોટો લુચ્ચો વાંદરો કેરીને લઇ ચાલતો થયો. આ જોઇ નાનો વાંદરો નિરાશ થઇ વૃક્ષ ઉપર ચડીને સૂઇ ગયો.

આ તરફ લુચ્ચો મોટો વાંદરો ફૂલાતો અને ખોટો ગર્વ કરતો વિચારતો હતો કે આ મધમીઠી કેરીને બરોબર ધોઇને ખાવી પડશે કારણ કે તે ધૂળવાળી થઇ ગઇ હતી. આમ તે કેરીને ધોવા નદી તરફ ચાલતો થયો નદીએ આવી કેરીને બરોબરની ધોઇ. અચાનક તેને નાહવાનો વિચાર આવતાં કેરીને એક પથ્થર ઉપર મૂકી તે નદીમાં નાહવા પડ્યો. તેને નાહવાની ભારે મઝા પડી, શીતલ ઠંડુ પાણી હતું. તે નદીમાં ધૂબાકા મારવાં લાગ્યો.

અચાનક આ તરફ એક શિયાળ પાણી પીવાના હેતુસર નદીએ આવ્યો. સહસા તેની નજર રસઝરતી કેરી ઉપર પડી. આથી તેના મોમા પાણી ઉભરાઇ આવ્યાં અને આમેય તેને કકડીને ભૂખ લાગી હતી! ત્યારબાદ તે કેરી લઇને ચાલતો થયો. નદીમાં નાહવા



પડેલ મોટા લુચ્ચા વાંદરાની નજર તે શિયાળ ઉપર તેમજ તેના હાથમાં રહેલ કેરી ઉપર પડતાં જ તે ચોંકી ઉઠ્યો. અને બાદમાં તે બરાડી ઉઠ્યો. અરે એય શિયાળીયા તે કેરી મારી છે ચાલ મૂકી દે જોઉં! પરંતુ તે શિયાળ વાંદરાની વાત સાંભળવા ઉભો ન હોતો રહ્યો! તે તો કેરી લઇને જંગલ તરફ ભાગ્યો તેની પાછળ મોટો વાંદરો પણ દોડ્યો.

આમ, તે શિયાળ અને મોટા વાંદરા વચ્ચે પકડા પકડી શરૂ થઇ ગઇ. અંતે શિયાળ થાકી જે વૃક્ષ ઉપર નાનો વાંદરો સૂતો હતો. તે વૃક્ષ નીચે આવીને બેઠો. તેણે કેરીને બાજૂમાં મૂકીને અચાનક પેલો મોટો વાંદરો પાછળ પાછળ આળી પહોંચ્યો. તે સાથે જ શિયાળ કેરીને લીધા વગર ભાગ્યો. તેના પાછળ મોટો વાંદરો પણ દોડ્યો. વૃક્ષ ઉપર રહેલ નાનો વાંદરો આ ઘટના નિહાળી રહ્યો હતો. તે બંન્ને શિયાળ અને મોટા વાંદરાને ચાલ્યા ગયેલ જોઇ તે વૃક્ષ ઉપરથી નીચે ઉતર્યો. અને વૃક્ષ પાસે પડેલ તે કેરીને લઇને વૃક્ષ ઉપર ચડી ગયો અને ઇશ્વરનો આભાર માનતો તે કેરીને ખાવા લાગ્યો.

પેલો મોટો લુચ્ચો વાંદરો અંતે હારી થાકીને પુનઃ તે આંબાના વૃક્ષ પાસે આવ્યો અને તેણે જોયું તો નાનો વાંદરો નિરાંતે મધ મીઠી કેરી ખાઇ રહ્યો હતો. આ જોઇ તે મોટા વાંદરાને ભારે પસ્તાવો થયો. કાશ, આ કેરી ને જો પ્રથમથી જ તે ખરા હક્કદાર એવા પોતાના મિત્રને આપી દીધી હોતને તો આજે આટલી કષ્ટદાયક દોડધામ કરવી ન પડત! આ ઉપરાંત તેની અને નાના વાંદરાની મિત્રતા જે તૂટી ગઇ હતી તે આજે સલામત અને સુરક્ષિત હોત! ખેર.

આમ, તે વાંદરો ખરા હૃદયના પસ્તાવા સાથે ત્યાંથી ચાલ્યો ગયો.

તો આ છે કપટનું પરિણામ અને ખરા હક્કદારનો ઇશ્વરીય ન્યાય!

# અભિમાની કાચબો અને હાથી



એક સુંદર મઝાનું તળાવ હતું. તે તળાવમાં અનેક જલચર પ્રાણીઓ જેવાં કે રંગબેરંગી માછલીઓ, કરચલાઓ, દેડકાંઓ, મગર વગેરે રહેતાં હતાં.

એક દિવસની વાત છે. ક્યાકથી એક ખૂબ જ ભયંકર લુચ્ચો કાળો કાચબો તે તળાવમાં આવી ચડ્યો અને પછી તે તળાવમાં રહેતાં અન્ય જલચર પ્રાણીઓને ડરાવવા અને ધમકાવવા લાગ્યો. તેમજ કહેવાં લાગ્યો કે આ તળાવ જો સવાર સુધીમાં ખાલી નથી કર્યું ને તો તો તમારાં બધાંનું આવી જ બનશે!





આમ, સાંજ પડતાં જ તે તળાવમાં સોપો પડી ગયો. બધાં જલચર પ્રાણીઓ ભેગા મળી વિચારવા લાગ્યા કે હવે કરવું શું? આ કાળા ભયંકર કાચબા રૂપી આવેલ આફતનો સામનો કરવો કઈ રીતે? કે પછી આ અમૂલ્ય તળાવ છોડીને અન્યત્ર ચાલ્યા જવું!

અંતે તે તળાવનાં બધા જલચર પ્રાણીઓએ નિર્ણય કર્યો કે આ તળાવને છોડી દેવામાં જ સલામતિ અને શાંતિ છે! ત્યારબાદ તેઓ બધાં જલચર પ્રાણીઓ ઈશ્વરને પ્રાર્થના કરતાં કરતાં ચાલ્યાં કે હે ઈશ્વર, આ કાચબાને સદ્‌બુદ્ધિ આપશો તેમજ અમારું આ રહેઠાણ તળાવ પણ પાછું અપાવશો?

સવાર થતાં જ કાળો કાચબો ઉંઘમાંથી ઉઠ્યો અને પછી આસપાસ નજર કરી તો એક પણ જલચર પ્રાણી દેખાયું નહીં આથી તે આનંદમાં આવી ગયો અને પછી તે મગરૂરીતાપૂર્વક તળાવમાં બાદાશાહી સવારીથી ઘૂમવા લાગ્યો. અને ખડખડાટ હસવા લાગ્યો. વાહ...? શું મારી ધાક છે? શું મારો પ્રભાવ છે! આજે તો આ સુંદર મઝાનું તળાવ કબજે કરી લીધું છે ને કંઈ?

આમ, તે કાળો કાચબો અભિમાનપૂર્વક તળાવમાં ઘૂમવા લાગ્યો. સહસા તેની નજર જંગલ તરફથી આવતા એક ભીમકાય હાથી ઉપર પડી.

ત્યારબાદ તે કાચબો ઊંચી નજર કરતો ભીમકાય હાથીને જોવા લાગ્યો. તે હાથી સીધો તળાવ ઉપર આવ્યો અને પછી

પોતાની સૂંઢ વડે તળાવમાંથી પાણી પીવા લાગ્યો. આ જોઈ તે ઈર્ષાળું કાળો કાચબો બરાડી ઉઠ્યો અરે નાલાયક હાથીડા, તને એટલું પણ ભાન પડતું નથી. કે તળાવનું પાણી પીતા પહેલાં તળાવના માલિકની મંજૂરી લેવી જોઈએ? કાળા કાચબાની કડવી વાણી સાંભળી હાથી બોલી ઉઠ્યો. અરે, કાચબા, પાણી પીવામાં તે મંજૂરી શાની લેવાની હોય? બીજું, આ તળાવનો તે તું કંઈ માલિક નથી સમજ્યો? તેમજ મારે પાણી પીવા માટે કંઈ તારા જેવા મગતરાની મંજૂરી લેવાની હોય જ નહીં સમજ્યો? હાથીની સત્ય પરંતુ કડક અને કડવી વાણી સાંભળી કાચબો બરાડી ઉઠ્યો અરે હાથીડા, આજથી આ તળાવનો હું માલિક બન્યો છું. એટલે મારી પૂર્વ મંજૂરી વગર તું આ તળાવનું એક પણ પાણીનું ટીપું પી શકીશ નહીં સમજ્યો?

પરંતુ હાથી તે કાળા કાચબાનો બકવાસ બિલકુલ સાંભળતો ન હોતો. તે તો પાણી પીવા જ લાગ્યો. આ હાથીડા ઉપર પોતાનો કશો જ પ્રભાવ ન વર્તાતો તે કાળો કાચબો ભયંકર ક્રોધિત થઈ ઉઠ્યો. અને પછી તે તળાવમાંથી પથ્થરો ઉંચકી લાવીને તે હાથી ઉપર પ્રહાર કરવા લાગ્યો.

અચાનક આ રીતે પથ્થરોનો પ્રહાર થતાં તે હાથી ચોંકી ઉઠ્યો. અને પછી તે ત્રાડ પાડતો તળાવમાં ઉતરી કાચબા સામે ધસ્યો. હાથીને આ રીતે ક્રોધિત થતો સામે આવેલ જોઈ કાળો કાચબો ભયનો માર્યો ગભરાઈ ઉઠ્યો. તેણે આવી કશી કલ્પનાએ



કરેલ નહીં કે આ હાથીડો તળાવમાં ઉતરી પોતાનો આ રીતે સામનો કરશે? ત્યારબાદ તે કાચબો ડરનો માર્યો ભાગવા લાગ્યો. પરંતુ ત્યાં સુધીમાં તો તે હાથીએ પોતાની સૂંઢ લાંબી કરી, તે અભિમાની કાચબાને સૂંઢમાં પકડી જોરશોરથી હવામાં અદ્ધર ઘૂમાવ્યો એ પછી તેનો દૂર દૂર ઘા કર્યો, ખલાસ!

તે કાચબો એક ઉંડા ખાડામાં જઈ પડ્યો કે જ્યાં આગળ કાળા પથ્થરો સિવાય કશું જ હતું નહીં! આ જોઈ કાળો કાચબો કકડાટ કરવા લાગ્યો. તે મૂઢ ભારે પસ્તાવો પણ કરવા લાગ્યો. કાશ...! આના કરતાં જો આ તળાવમાં શાંતિથી રહેવાં મળ્યું હોત, અને જો ખોટું અભિમાન કર્યું ન હોત ને તો આજે પોતાની આવી કરૂણ સ્થિતિ થઈ ન હોત! ખેર હવે પસ્તાવો કર્યે થાય પણ શું!

ત્યારબાદ હાથી પણ જાણે પોતાની ફરજ તેમજ ઈશ્વરની ઈચ્છા પૂરી કરવા આવ્યો હોય, અને તે પૂર્ણ થઈ ગઈ હોય તેમ તે પાછો જંગલ તરફ ચાલતો થયો.

જ્યારે તે તળાવમાંથી ચાલ્યા ગયેલ જલચર પ્રાણીઓને ખબર પડી કે તળાવમાંથી તે ભયંકર કાચબાને હાથીદાદાએ તગેડી મૂક્યો છે. આથી તેઓ બધા આનંદિત થઈ ઉઠ્યા અને પુનઃ તેઓ બધાં તે સુંદર મઝાના તળાવમાં રહેવા આવી ગયાં. અને બાદમાં બધાં જલચર પ્રાણીઓ આનંદપૂર્વક હળીમળીને તે તળાવમાં રહેવા લાગ્યાં.

# બાંડા બતકનું અભિમાન



એક સુંદર મઝાનું તળાવ હતું. તે તળાવમાં એક તરફ કેટલાંક રાજ હંસો અને બીજી તરફ બતકો રહેતાં હતાં. રાજહંસો અને બતકોના સ્વભાવમાં જમીન આસમાન જેટલો તફાવત હતો. રાજહંસો ખૂબ જ જ્ઞાની, શાંત અને સરળ સ્વભાવના હતા. જ્યારે બતકો ખૂબ જ ક્રોધી, અજ્ઞાની અને ઉતાવળીયા પ્રકૃતિના હતાં તે બધાં બતકો આખો દિવસ રાજહંસો ઉપર અપશબ્દો અપમાનો અને અવિવેકી ભાષાનો મારો ચલાવતાં હતાં. પરંતુ રાજહંસો પોતાનાં શાંત સ્વભાવ મુજબ ધીરજ ધરીને પોતાની અન્ય પ્રવૃત્તિમાં ગુંથાઈ જતા હતા.

એક દિવસની વાત છે. તળાવની બીજી તરફ રહેતા બધા બતકો એકઠા થઈને ગુપચુપ પણે મીટીંગ ભરી ગંભીરતાપૂર્વક ચર્ચાઓ કરી રહ્યા હતા! તેમના પ્રમુખ સ્થાને ચૂંચી આંખો ધરાવતો





અને શરીરે પણ ખૂબ જ ઠીંગણો તેમજ અભિમાની એવો બાંડો બતકો બીરાજમાન થયેલ હતો. અચાનક તે અભિમાની બાંડો બતક બરાડી ઉઠ્યો બસ, હવે બહું થયું! આ તળાવમાં કાંતો આ રાજહંસો રહેશે અને કાં આપણે બધાં રહીશું! આટલું બોલી તેણે સાથી બતકોને આદેશ કર્યો. સાથીઓ ચાલો મારી સાથે! અને આમ બાંડા બતકાની આગેવાની હેઠળ નિર્દોષ રાજહંસો સામે બંડ પોકારવા માટે તેઓ બધાં ચાલવા લાગ્યાં.

આ તરફ જ્ઞાની રાજહંસો ખૂબ જ એક સંપથી તળાવમાં આનંદપૂર્વક અને શાંતિથી પાણીમાં તરી રહ્યા હતા. અચાનક બાંડા બતકાની ત્રાડ સાંભળી તેઓ બધા ચોંક્યા અરે એલા એય રાજહંસો, તમો બધા આ તળાવમાંથી તુરંત ચાલ્યા જાવ! અન્યથા અમારે તમારા ઉપર આક્રમણ કરવું પડશે! બાંડા બતકાની ત્રાડ સાંભળી બધા રાજહંસો બાંડા બતકા પાસે દોડી આવ્યા.

ત્યારબાદ રાજહંસોના આગેવાન એવા એની રાજહંસે ખૂબ જ શાતિપૂર્વક પૂછ્યું કેમ છો બતકાભાઈઓ? શું બધાં મઝામાં તો છો ને? આપ મારે લાયક કશું કામકાજ હોય, તો ફરમાવો! સોની રાજહંસની મીઠી વાણી સાંભળી બાંડો બતકો ગર્જી ઉઠ્યો. એલા એય ચાંપલીના બહુ બક,બક, કરમા! અને અમારી ચોખ્ખી અને ટૂંકી વાત સાંભળ. તમારે બધાંએ અત્યારે અને અબઘડીએ જ આ તળાવ છોડી ચાલ્યા જવાનું છે, સમજ્યો? આ સાંભળી સોની રાજહંસ નમ્રતાપૂર્વક બોલ્યો. પરંતુ બતક રાજા, અમારી તે એવી શી ભૂલ થઈ છે કે અમારે અત્યારે ને અબઘડીએ આ તળાવ છોડી જવું પડે? આ સાંભળી ફરી બાંડો બતકો બરાડી ઊઠ્યો. અરે, નાલાયકો, તમારા બધાના આ તળાવમાં રહેવાથી અમો બધા બતકો આરામથી અને પૂરી આઝાદી પૂર્વક રહી શકતાં નથી સમજ્યાં? એટલે તમો વધું કંઈ પણ ભાષણબાજી અને દલીલબાજી કર્યા વગર અહીંથી ચૂપચાપ ચાલ્યા જાવ સમજ્યા? સોની રાજહંસે બાંડા બતકરાજાને તેમજ અન્ય બતકાઓને સમજાવવાના ખૂબ જ

પ્રયત્ન કર્યા. પરંતુ પરિણામ શૂન્ય આવ્યું.

આમ, અંતે બધાં બતકોએ ભેગા મળી ભલા ભોળા અને જ્ઞાની રાજહંસોને તે તળાવોમાંથી તગેડી મૂક્યા બધા રાજહંસો ખિન્ન હૃદયે અને નિરાશ ચહેરે ચાલતા થયા પરંતુ જતાં જતાં સોની રાજહંસે બાંડા બતકને ચેતવણી આપતાં કહ્યું. બતકરાજા, અમોને ખોટી રીતે આ તળાવમાંથી હાંકી કાઢો છો. પરંતુ આટલું યાદ રાખજો કે અમો બધા આ તળાવમાંથી જેવા ચાલ્યા જઈશું તે સાથે જ તમારું આતળાવ ધીરેધીરે સૂકાવા લાગશે! એટલું બોલી સોની રાજહંસ સાથે બધા રાજહંસો ચાલ્યા ગયા. સોની રાજહંસની ચેતવણી સાંભળી બધાં બતકો સાથે બાંડો બતકો પણ કટાક્ષતા થઈ ખડખડાટ હસવા લાગ્યો. અને બધાં રાજહંસોની ઠેકડી પણ ઉડાડવા લાગ્યા.

ત્યારબાદ બધા બતકો પૂરી આઝાદી અને સ્વતંત્રતા પૂર્વક તે તળાવમાં તરવા અને ઘૂમવા લાગ્યા.

પરંતુ તે બધાં બતકાઓનો આનંદ લાંબો સમય ચાલ્યો નહીં. હા, એની રાજહંસના કહેવા મૂજબ જ થોડીવારમાં તો તે તળાવનું પાણી ધીરે ધીરે સૂકાવા લાગ્યું આ જોઇ બાંડો બતકો અચરજ સાથે ડઘાઇ ગયો તેના માન્યામાં આવ્યું નહી કે ખરેખર થોડીવારમાં તો તે તળાવ આખું સૂકાઇ ગયું. તળાવની નીચે કાંકરા, પત્થરો, ખડકો, રેતી, શંખલાઓ વગેરે બતકાઓને શરીરમાં ખૂંચવા લાગ્યા.

અને...અને...હવે જ બધા બતકાઓને ખરો ખ્યાલ આવ્યો કે અ..ર...ર... પેલા સોની રાજહંસના કહેવા મુજબ જ આ તળાવ સૂકાઈ રહ્યું હતું ને! અને હવે બધા જઈશું ક્યાં? એવો વિચાર આવતાં જ બધા બતકો ચિંતાગ્રસ્ત ચહેરે પ્રમુખ બાંજા બતકા સામે જોઈ રહ્યા. બાંડા બતકાને પણ હવે તે રાજહંસોને તે તળાવમાંથી તગેડી મૂકવા બદલ ભારે પસ્તાવો થવા લાગ્યો.



આમ, હવે બધાં બતકાઓ ખરા હૃદયના પસ્તાવા સાથે રાજહંસોને શોધવા માટે નીકળી પડ્યા. તે બધાં રાજહંસો એક નાનાં તળાવમાં તરી રહ્યા હતા.

બાંડા બતકા સાથે બધાં બતકાઓ રાજહંસો પાસે જઇ તેમના પગમાં પડી માફી માંગતાં સ્વરે બોલી ઉઠ્યાં. અરે રાજહંસો, અમો બધાં તમારા ગુનેગાર છીએ! અમોએ તમોને તળાવમાંથી ખોટી રીતે તગેડી મૂક્યા હતાં. તે બદલ અમોને માફ કરશો! બીજું તમારા ચાલ્યા જવાથી તે તળાવ પણ તદ્દન સૂકાઈ ગયું છે! માટે અમારા બધાં ઉપર દયા અને કૃપા કરી તમો બધાં તે તળાવમાં પધારો તો તમારો આભાર થશે! સોની રાજહંસે બધાં બતકાઓની આંખોમાં ઉભરાતો પસ્તાવો જોયો સાથે તે બધાંની દયાજનક મુખમુદ્રા જોઈ. તેને લાગ્યું કે હવે આ બધાં બતકાઓને હવે માફ કરવા જ જોઈએ!

ત્યારબાદ બધા રાજહંસોએ બતકાઓને માફ કર્યા અને બાદમાં બધાં બતકાઓના અતિ આગ્રહથી તેઓ બધા રાજહંસો બતકાઓ સાથે પુનઃતળાવ ઉપર આવ્યા. અને રાજહંસોએ જેવો તળાવમાં પગ મૂક્યો કે તે સાથે જ તળાવમાં પાણી ઉભરાવાં લાગ્યું આ જોઈ બધાં બતકાઓની આંખોમાં હર્ષના આંસુઓ ઉભરાઈ આવ્યાં. અને થોડીવારમાં તો તે તળાવ પુનઃપાણીથી છલોછલ થઈ ઉઠ્યું.

બાદમાં બધાં બતકાઓ તેમજ પ્રમુખ બાંડા બતકાની નમ્ર વિનંતીથી રાજહંસો તે તળાવમાં રહેવા સંમત થયાં.

અને આમ, બધા બતકાઓ તેમજ બધાં રાજહંસો એકબીજાઓ સાથે હળીમળીને અને એક સંપથી આનંદપૂર્વક તે તળાવમાં રહેવા લાગ્યાં.

# વાંદરાએ પાઠ ભણાવ્યો



એક સુંદર મઝાનું વન હતું તે વનમાં અનેક પ્રકારનાં પશુ પંખીઓ રહેતાં હતાં. જેમાં ખાસ તો સિંહ, વાઘ, દિપડો, હાથી, જિરાફ, શિયાળ, વરૂ, વાંદરા, સસલાં, હરણાં, મોર, બતકાં, બગલાં વગેરે.

એક દિવસની વાત છે. વનમાં આવેલ વડના વૃક્ષ ઉપર એક વાંદરો ઘસઘસાટ ઉંઘી રહ્યો હતો. તેની લાંબી પૂંછડી નીચેની તરફ લટકતી રહી હતી. બપોરનો ધોમ ધમાટ તાપ હોવાથી તે વાંદરો વડના વૃક્ષ ઉપરની શીતલ છાયામાં ગાઢ નિદ્રામાં સરી ગયો હતો. બરોબર આવા સમયે તે વનમાં રખડું અને અટકચાળા





પણાની છાપ ધરાવતાં શિયાળ તથા વરૂ તે વાંદરાના વડનાં વૃક્ષ ઉપર નીચેથી પસાર થયાં. અચાનક શિયાળની નજર તે વાંદરાની લટકતી પૂંછડી ઉપર પડી. આથી તેને તે વાંદરાની મશ્કરી કરવાનું મન થયું. અને બાદમાં તેણે પોતાની કપટભરી યોજના લુચ્ચા સાથીદાર વરૂને કરી. આ સાંભળી લુચ્ચો વરૂ પણ આનંદમાં આવી ગયો. અને આમ, તે બંન્ને અટકચાળા તોફાની પ્રાણીઓએ તે નિર્દોષ વાંદરાને હેરાન પરેશાન કરવાની શરૂઆત કરી દીધી.

નિર્દોષ, ભલોભોળો વાંદરો પ્રકૃત્તિની ગોદમાં ગાઢ નિંદ્રામાં સરી ગયો હતો. અચાનક શિયાળ અને વરૂ એક સાથે જ કૂદકા મારી વાંદરાની પૂંછડી પકડીને ટીંગાઈ ગયાં. અને બાદમાં તેઓ બંન્ને જોરજોરથી હિંચકા ખાવા લાગ્યા. તેમજ કટાક્ષમાં હસવા લાગ્યા. અચાનક આ રીતે પૂંછડી ખેંચાવાથી વાંદરો જાગૃત થઈ ઉઠ્યો અને પછી તેણે નીચે તરફ જોયું તો શિયાળ અને વરૂં પોતાની પૂંછડી પકડીને મોજપૂર્વક હિંચકા ખાઈ રહ્યા દેખાયા. પૂંછડી ખેંચવાનાં કારણે વાંદરાને બહુ દુઃખ થવા લાગ્યું. ત્યારબાદ તેણે પોતાની પૂંછડી છોડી દેવા માટે શિયાળ અને વરૂને વીનંતી કરી. પરંતુ તે બંન્ને જીદ્દી અને અટકચાળા પ્રાણીઓ આવો અનહદ આનંદ છોડવા તૈયાર ન હતાં! અચાનક થોડીવારમાં તો તે બિચારા વાંદરીભાઈની પૂંછડી તડાકા સાથે તૂટી ગઈ અને તે સાથે જ બંન્ને અટકચાળા પ્રાણીઓ ધબાકા સાથે નીચે પટકાયા પરંતુ તુરંત તેઓ બંન્ને ઉભા થઈ વાંદરા સામેં જોઈ કટાક્ષમાં ખડખડાટ હસવા લાગ્યા. જ્યારે વાંદરાએ તેની અમૂલ્ય અને ઉપયોગી પૂંછડી તૂટી ગયેલ હોવાથી તે દુઃખી થતો વૃક્ષ ઉપર બેઠો હતો. તેને આ બંન્ને અટકચાળા પ્રાણીઓં ઉપર ખૂબ જ ગુસ્સો ચડ્યોં હતો. પરંતુ તેં બંન્ને લુચ્ચાંઓ પાસે તેનું કશું ચાલે

તેમ ન હતું! તેમ છતાં તેણે મનોમન નિર્ણય કર્યો કે આ બંન્ને અટકચાળાઓને એક દિવસ પાઠ તો અવશ્ય ભણાવવોં જ પડશે!

બંન્ને અટકચાળા શિયાળ તથા વરૂ નિર્દોષ વાંદરની ભરપૂર ઠેકડી ઉડાવતા પોતાના રસ્તે ચાલ્યા ગયા.

થોડા દિવસો બાદ, એક વખત પૂનમનો ચંદ્રમાં આકાશમાં પૂર્ણકળાએ ખીલ્યોં હતો. તેનો શીતલ તેજ પ્રકાશ વનમાં, તળાવમાં વગેરેમાં પડી રહ્યો હતો. તળાવમાં તો ચંદ્રનું આખે આખું પૂર્ણ કદનું પ્રતિબંધ દેખાઈ રહ્યું હતું. આવા સમયે પેલો નિર્દોષ વાંદરો તળાવ આગળ આવેલ એક વૃક્ષ ઉપર ચડી. તળાવમાં પડતું ચંદ્રનું પ્રતિબિંબ જોઈ રહ્યો હતો. તે વાંદરો જે વૃક્ષ ઉપર બેઠો હતો તેની ડાળીઓ તળાવ ઉપર ઝળુંબતી હતી. ચાંદનીનાં શીતલ પ્રવાહમાં તળાવનું પાણી ઠરીને ઠીંક થઈ ગયું હતું.

અચાનક પેલાં બંન્ને અટકચાળાં શિયાળ અને વરૂં આવા સમયે ફરતાં ફરતાં તળાવની પાર ઉપર આવી ચડ્યાં. અને બાદમાં તેઓ બંન્નેએ જોયું કે પેલો બાંડો વાંદરો વૃક્ષ ઉપર ચડી, તળાવમાં પડતું ચંદ્રમાનું પ્રતિબિંબ જોઈ રહ્યો હતો.

આવું પ્રતિબિંબ જોવા પાછળનું કારણ શું હોઈ શકે? તેમ તેઓ બંન્ને વિચારવા લાગ્યા. ત્યારબાદ શિયાળે વાંદરાને ઉદ્દેશીને બૂમ પાડી અરે એલા એય બાંડીયા, વાંદરા તું આ તળાવમાં પડતું ચંદ્રમાનું પ્રતિબિંબ શા માટે જુએ છે? અચાનક આ રીતે શિયાળની કડવી અને અપમાન જનક વાણી સાંભળી થોડીવાર તો તે વાંદરાને ભારે ગુસ્સો ચડ્યો. ત્યારબાદ તેણે આ બંન્ને લુચ્ચાઓને પાઠ ભણાવવાની યોજના ઘડી કાઢી. પછી તે ઠાવકું મોં કરી બોલ્યો.



અરે શિયાળભાઈ, વરૂભાઈ, શું તમને ખબર નથી આ પૂનમના ચંદ્રનું ખૂબ જ મહત્ત્વ છે! આ શીતલ ચંદ્રનાં પ્રતિબિંબને જો કોઈ પણ વ્યક્તિ રાત્રીના બરોબર બાર વાગ્યે જુએ તો તેં વ્યક્તિનું રૂપ સોના જેવું ચમકતું અને હિરા જેવું ઝગારા મારતું બની જાય છે!

વાંદરાની વાત સાંભળી અક્કલબુદ્ધીના શિયાળ તથા વરૂ દોડ્યા તે વૃક્ષ તરફ કે જ્યાં આગળ પેલો વાંદરો બેઠો હતો. ત્યારબાદ બંન્ને લુચ્ચાઓ વૃક્ષ ઉપર ચડી અને તે નિર્દોષ વાંદરાને એક તરફ ધકેલી તળાવની મધ્યમાં જોવા લાગ્યાં. તે નિર્દોષ વાંદરો હડસેલાતો વૃક્ષની નીચે જઈ પડ્યો. બાદમાં તે ઉભો થઈ દૂર ચાલ્યો ગયો. અને ત્યાં આગળ રહી આ બંન્ને લુચ્ચાઓનોં ખેલ જોવા લાગ્યો. તે બંન્ને લુચ્ચાઓ ચંદ્રનાં પ્રતિબિંબને જોવાં માટે અંદરો અંદર લડવા અને ઝગડવા લાગ્યા. અચાનક બંન્નેમાંથી કોઈનું પણ સમતોલ પણું ન રહેતાં બંન્ને લુચ્ચા અને સ્વાર્થીઓ વૃક્ષ ઉપરથી તળાવનાં ઠંડા ઉંડા પાણીમાં ધબાકા સાથે જઈ પડ્યા. આ જોઈ પેલા વાંદરાને તે લુચ્ચાઓને પાઠ ભણાવ્યાનો સંતોષ થયો. બંન્ને લુચ્ચાઓ ઠંડા પાણીમાં ઠરવાં લાગ્યાં. ત્યારબાદ તે બંન્નેની આંખો માં પસ્તાવાનાં આંસુઓ ઊભરાઈ આવ્યાં. બાદમાં બંન્ને માંડમાંડ તળાવના કાઠા ઉપર આવ્યાં. અને વાંદરાની માફી માંગતા તેમજ ખરા હૃદયના પસ્તાવા સાથે ત્યાંથી દૂરદૂર ચાલ્યાં ગયાં.

બાદમાં વાંદરો પણ પછી પોતાના રહેઠાણ તરફ ચાલતો થયો.

# મયુરવનમાં વ્યાયામ શાળા



એક સુંદર મઝાનું વન હતું તે વનનું નામ હતું મયુરવન! મયુરવન એક ખૂબ જ સુસંસ્કૃત,પ્રગતિશીલ અને શૈક્ષણિક ક્ષેત્રે અતિ આગળ પડતું સ્થાન ધરાવતું હતું. મયુરવનમાં રહેતાં તમામ પશુ પંખીઓ જેવાં કે હાથી, સિંહ, વાઘ,દિપડા, ચિત્તા, વરૂ, શિયાળ, રીંછ, ગેંડા, હરણાં, સસલાં, વાંદરો, મોર, મેના પોપટ, કોયલ, કાબર વગેરે ખૂબ જ સુશિક્ષિત સંતોષી અને તંદુરસ્તી ધરાવતાં હતાં.

શિયાળાની ઋતુઓનો આરંભ થઇ ચુક્યો હતો. મીઠી ફુલ ગુલાબી ઠંડી લહેરાઇ રહી હતી. બરોબર આવા સમયે મયુરવનના



વિશાળ ગ્રાઉન્ડ ઉપર આજે એક અતિભવ્ય વ્યાયામ શાળાનું ઉદ્‌ઘાટન ગીરના ડાલામથ્થા સફેદ સિંહના વરદ્ હસ્તે થવાનું હતું. મયુરવનમાં આમ તો તમામ સુવિધાઓ ઉપલબ્ધ હતી પરંતુ એક વ્યાયામશાળાની જ ખામી હતી જે આજે પુરી થવાની હતી.

મયુરવનમાં તમામ પશુ પંખીઓ ગ્રાઉન્ડ ઉપર સમયસર પહોંચી ગયાં હતાં. સવારના બરોબર નવના ટકોરે ફુલ ગુલાબી ઠંડી ભર્યા વાતાવરણ વચ્ચે કેસરીસિંહ રાજાની શાહી સવારી આવી પહોચી તેની પાછળ પશુ પંખીઓનો વિશાળ કાફલો પણ આવી પહોંચ્યો. ત્યારબાદ કેસરીસિંહ રાજાએ ગુલાબી રીબીન કાપી વ્યાયામ શાળાનું વિધિવત્ ઉદ્‌ઘાટન કર્યું અને તે સાથે જ તાળીઓના ગડગડાટથી ત્યાંનું વાતાવરણ ગુંજી ઉઠ્યું. બાદમાં કેસરીસિંહ રાજાની પાછળ પાછળ પશુ પંખીઓએ વ્યાયામ શાળામાં પ્રવેશ કર્યો. જ્યા આગળ વિશાળ હોલમાં તેમજ અલગ અલગ વિભાગોમાં જુદી જુદી જાતનાં કસરતોનાં સાધનો ગોઠવવામાં આવેલ હતાં દોરડાથી લઇ સ્પ્રીંગવાળા સાધનો સુધીનો સમાવેશ થતો હતો.

આ રીતે જુદા જુદા હોલમાં જુદી જુદી જાતનાં અને વિવિધ પ્રકારનાં વ્યાયામનાં સાધનો ગોઠવવામાં આવેલ હતાં.

ત્યારબાદ મુખ્ય હોલમાં આવતા સ્ટેજ ઉપરથી માઇક દ્વારા સિંહ રાજાએ કસરત, વ્યાયામ વિશેના વૈજ્ઞાનીક અને આરોગ્યલક્ષી ફાયદાઓ વિશે દરેક પશુ પંખીઓને વિસ્તૃત માહિતી અને જાણકારી આપી. વ્યાયામ કરવાથી શરીર મજબૂત અને ખડતલ બને છે. તેમજ મનોબળ દ્રઢ અને મજબૂત થાય છે રોગ ઓછા થાય છે.

અને શરીર સફૂર્તિલું અને નિરોગી બને છે. આંખોનું તેજ અને આવરદા વધે છે. આથી દરેકે નાનપણથી જ કસરત, વ્યાયામ કરવાની ટેવ પાડવી જોઇએ. કસરત વ્યાયામમાં ચાલવું, દોડવું, કુદવું, સાયકલિંગ કરવી તેમજ વિવિધ પ્રકારનાં આસનો જેવાં કે પદ્યાસન, સૂર્યનમસ્કારાસન, શિર્ષાસન, ધનુરાસન, હલાસન, સૂર્નમસ્કારાસન વગેરે આસનો કરવાથી શરીર નિરોગી સ્ફુર્તિલું ઘાટલું અને તેજસ્વી બને છે. ઉપરાંત શિયાળાની ઋતુમાં લીલાં શાકભાજી મબલખ પ્રમાણમાં ઉપલબ્ધ હોય છે. લીલાં શાકભાજી જેવાં કે પાલખ, મેંથી, તાંદળજો, ટમેટા, ગાજર, કોબી, લીલીડુંગળી, મુળા, આદુ, લસણ વગેરેમાં પુષ્કળ પ્રમાણમાં વિટામીનો હોય છે. જેનો ભરપુર ઉપયોગ કરી શરીરને નિરોગી અને આરોગ્યપ્રદ રાખવું જોઇએ.

આમ, કેસરીસિંહ રાજાએ કસરત, વ્યાયામ વિશે વૈજ્ઞાનિક સમજણ આપતાં દરેક પશુ પંખીઓએ દ્રઢ સંકલ્પ કર્યો કે કાલથી જ સવારનાં વહેલાં ઉઠી નિયમીત કસરત વ્યાયામ કરવાં વ્યાયામશાળાએ અચુક પહોંચી જવું.

અને આમ મયુરવનના ઇતિહાસમાં વ્યાયામ શાળા ખૂલવાથી દિન બ દિન દરેક પશુ પંખીઓમાં તંદુરસ્તીનું પ્રમાણ વધતું ગયું અને આ રીતે મયુરવન દરેક ક્ષેત્રમાં અવિરત પ્રગતિ કરતું રહ્યું.





# વાંદરો અને શિયાળ



એક તળાવ હતું. તે તળાવમાં એક મગર રહેતો હતો. તે મગરનો સ્વભાવ ભારે તીખો અને લુચ્ચો હતો.

એક દિવસની વાત છે. એક વખત એક વાંદરો તળાવ ઉપર પાણી પીવા આવ્યો તે વાંદરો શાંતિપૂર્વક પાણી પી રહ્યો હતો કે અચાનક તે તળાવમાં રહેલ મગરે તેના ઉપર ઝપટ મારી તે વાંદરાનો એક પગ પોતાના ઝડબામાં પકડીને તેને તળાવની અંદર ખેંચી જવા લાગ્યો. અચાનક આવું આક્રમણ થતા વાંદરો ગભરાઇ ગયો. અને તે મગરને બે હાથ જોડી કરગરી ઉઠ્યો કે હે મગરભાઇ, મારો તે શો વાંકગુનો છે તે તમે મને તળાવમાં ખેંચી જવા લાગ્યાં છો? લુચ્ચો મગર બરાડી ઉઠ્યો અને વાંદરાના આજે તો તને તળાવમાં ખેંચી જઇને નિરાંતે તારું ભોજન કરવું છે. આ

સાંભળી વાંદરો કાકલુદી અને યાચનાભર્યા સ્વરે બોલ્યો હે મગરભાઈ, જો તમે મને મુક્ત કરી દેશો તો તમો જે કંઈ કહેશો તે કરવા માટે તમોને વચન આપું છું. મગરે પછી કંઈક ઉંડો વિચાર કર્યો. ત્યારબાદ તે બોલ્યો જો વાંદરા તને હું મુક્ત તો કરી દઉં છું પરંતુ મારી બે શરતો જો તને માન્ય હોય તો? વાંદરો બોલ્યો કઈ કઈ શરતો છે? મગર બોલ્યો પ્રથમ તો તારે દરરોજ સવારે મારા માટે એક જાંબુનો ટોપલો ભરીને લઈ આવવો પડશે! બીજું જો તેં છટકવાનો જરા પણ પ્રયત્ન કર્યો છે તો તારી ખેર નથી? બોલ આ બંન્ને શરતો તને મંજુર છે? વાંદરાએ વિચાર્યું જો જીવ બચતો હોય તો ભલેને બે શરતો હોય આમ વાંદરાએ મગરની બંન્ને શરતો માન્ય રાખી.

ત્યારબાદ વાંદરો દરરોજ મગર માટે ગમે ત્યાંથી પણ મીઠાંમધ જેવાં જાંબુ શોધી લાવતો. અને આ રીતે મગરને ઘેર બેઠાં જાંબુ ખાવાની ભારે મઝા પડતી હતી. તેને તૈયાર ખોરાક મલતો હોવાથી ખાઈ પીને તે પોઠિયા જેવો બની ગયો હતો.

એક દિવસ વાંદરો મગર માટે જાંબુ શોધવા જંગલમાં ગયો પરંતુ આજે તેને જાંબુ ક્યાંય કરતાં ક્યાંય પણ જોવા મળ્યા નહીં. આથી મનોમન મગરના ડરથી તે ગભરાઈ ઉઠ્યો અંતે હારી થાકીને વિલા મોઢે તે તળાવ પાસે આવ્યો લુચ્ચો મગર તળાવના કાઠા ઉપર જ તેની આતુરતાથી રાહ જોઈ રહ્યો હતો. તેને આજે ખૂબ જ ભૂખ લાગી હતી. વાંદરો તેની પાસે જઈને દયામણા ચહેરે બોલ્યો મગરભાઈ, આજે તો મને ક્યાંય કરતાં ક્યાંય પણ જાંબુ મળ્યાં નથી. માટે આજે મને ક્ષમા કરશો? વાંદરાની વાણી સાંભળી



લુચ્ચો મગર તાડૂકી ઉઠ્યો. અરે લુચ્ચા વાંદરીનાં તું તદ્દન જુઠું બોલે છે! વાંદરો બે હાથ જોડી બોલ્યો મગરભાઈ, હું શું કામ જુઠું બોલુ? જો જાંબુ મળતાં જ હોય તો મને તે લઈ આવવામાં વાંધો શો છે? આ સાંભળી મગર બોલ્યો અરે વાંદરીના તારે મારાથી છુટકારો મેળવવો છે અને એટલે જ તું આવા ખોટાં બહાનાં અને નખરાં કરે છે કેમ? એટલું બોલી તેણે પોતાની કાંટાળી પૂંછડી સીધી કરી વાંદરાની પીઠ ઉપર ફટકારી ખલાસ! પીઠ ઉપર પૂંછડી વાગતા જ વાંદરાભાઈ સમસમી ઉઠ્યા પીઠમાં કાળી વેદના અને તીવ્ર બળતરા થવા લાગી. તેમજ આંખમાં આંસુ ઉભરાઈ આવ્યાં થોડીવાર રહી મગર બોલ્યો, જો હવે અહીંથી અને કાલે વહેલા સવારે ગમે ત્યાંથી જાંબુનો ટોપલો ભરીને નહીં લઈ આવે તો તારી ખેર નથી સમજ્યો?

આમ, વાંદરો દુઃખદ ચહેરે તળાવ પાસેથી ચાલતો થયો તે થોડે જ ગયો હશે કે સામે તેને એક શિયાળ મલ્યો, શિયાળે વાંદરાની આવી દુઃખદ પરિસ્થિતિ જોઈ તેને ખૂબ જ લાગી આવ્યું. ત્યારબાદ તેણે વાંદરા પાસેથી જાણ્યું કે પેલા તળાવમાં રહેલા લુચ્ચા મગરે તેના આવી કફોડી સ્થિતિ કરી નાંખી છે? શિયાળ કશુંક વિચારીને બોલ્યો વાંદરાભાઈ, તમારે આ લુચ્ચા મગરના ત્રાસમાંથી હંમેશને માટે મુક્તિ મેળવવી છે?

વાંદરો આસાભરી આંખે બોલ્યો હા, શિયાળભાઈ, આ મગરના ત્રાસમાંથી મને મુક્તિ અપાવો તો તમારો ઘણો ઉપકાર થશે? શિયાળ બોલ્યો વાંદરાભાઈ તમો હવે ચિંતા છોડી નિરાંતે તમારા રહેઠાણ ઉપર જઈ આરામ કરો અને કાલ સવારે મને ફરી આજ સ્થળ ઉપર મળશો. બરોબર ત્યારબાદ શિયાળે વાંદરાને

રવાના કર્યો, પછી તે જંગલ તરફ ઉપડ્યો. જંગલમાં એક જગ્યાએ સૂકાઈ ગયેલ જાંબુના ઠળીયા પડ્યા હતા જે તેણે તે ઠળીયા બધા ભેગા કરીને તેને પોતાના રહેઠાણ ઉપર લઇ આવ્યો અને ત્યાં આગળ તેણે તે જાંબુના ઠળીયાને પાણી ભરેલા તપેલામાં નાંખ્યા અને તેના ઉપર કલર ચોપડી અને તે ઠળીયાને જાંબલી રંગથી રંગ્યા. દૂરથી જોનારને તો તે અસલ જાંબુ જ દેખાય આમ તેણે બીજા દિવસની સંપૂર્ણ તૈયારી કરી લીધી.

બીજે દિવસે વાંદરો શિયાળ બતાવેલ સ્થળ ઉપર પહોંચી ગયો. ત્યાં આગળ શિયાળ નકલી જાંબુનો ટોપલો ભરી તેની જ રાહ જોઇ રહ્યો હતો. વાંદરો બોલી ઉઠ્યો શિયાળભાઇ, તમો આટલા બધા જાંબુ લાવ્યા ક્યાંથી? શિયાળ હસતાં હસતાં બોલ્યો વાંદરાભાઇ, આ જાંબુ તો ખૂબ જ મીઠાં મધ જેવાં છે જે મગર ખાઇને ઉંધો વળી જશે? શિયાળની ગુઢવાણી સાંભળી વાંદરાને વધુ કશો ખ્યાલ આવ્યો નહીં! તેને તો બસ, લુચ્ચા મગરના ત્રાસમાંથી છુટકારો મેળવવો હતો!

ત્યારબાદ શિયાળે વાંદરાને જાંબુ ભરેલ ટોપલો આપ્યો અને તે મગરને આપી આવવાનું કહ્યું. મગર ક્યારનોય વાંદરાના આવવાની પ્રતીક્ષા કરી રહ્યો હતો. અચાનક તેણે દૂરથી વાંદરાને અને તેના હાથમાં રહેલ જાંબુના ટોપલાને જોયો. આથી તે ખુશીનો માર્યો જુમી ઉઠ્યો. તેને બે દિવસ થયા. ખૂબ જ ભૂખ લાગી હતી. આથી તે વાંદરો જેવો પાસે આવ્યો કે તેણે વાંદરાનાં હાથમાંથી ટોપલો આંચકી લીધો.

અને વાંદરાને એક બાજુ ધક્કો માર્યો આથી વાંદરો સીધો



પથ્થર સાથે અથડાયો અને તેને થોડું વાગ્યું પણ ખરું. શિયાળ એક વૃક્ષ પાછળ છુપાઈને મગરની દરેક હિલચાલ નિહાળી રહ્યો હતો. મગર એક સાથે જ જાંબુ દે ધનાધન કરતો ખાઇ ગયો. વાંદરો તથા છુપાયેલ શિયાળ આ દ્રશ્ય જોઇ રહ્યાં હતાં.

અચાનક મગરને પેટમાં દુઃખાવો ઉપડ્યો અને ધીરે ધીરે તે દુઃખાવો વધતો ચાલ્યો. પેટમાં ગરબડ સાથે ભયંકર ઉલટી આવવા લાગી. અને તે તળાવમાં ખૂબ જ જોર શોરથી ઉછળવા લાગ્યો. વાંદરો ફાટી આંખે આ ઘટના જોઇ રહ્યો હતો. જ્યારે શિયાળ દાઢમાં હસતો હતો.

અંતે મગરની આંખોમા પસ્તાવો ઉભરાઇ આવ્યો. તેને લાગ્યું કે વાંદરાને હેરાન પરેશાન કરવા બદલ ઈશ્વરે તેને આ શિક્ષા કરી છે, ત્યારબાદ તેણે વાંદરાને તેના વચન માંથી મુક્ત કરતા અને માફી માંગતા સ્વરે તે બોલી ઉઠ્યો વાંદરાભાઇ, આજથી તમો તમારા વચનમાંથી મુક્ત અને આઝાદ છો. તેમજ મેં તમને હેરાન પરેશાન કરેલ તે બદલ મને ક્ષમા કરશો! આ સાંભળી વાંદરાની આંખોમાં મુક્તિનાં આંસુઓ ઉભરાઈ આવ્યા ત્યારબાદ મગર પસ્તાવા સાથે ત્યાંથી હંમેશને માટે ચાલ્યો ગયો.

ત્યારબાદ વાંદરાએ શિયાળભાઈનો, ખૂબ ખૂબ આભાર માન્યો પાછળથી તેણે નકલી જાંબુનું રહસ્ય જાણ્યું ત્યારે તે પણ હસી હસીને બેવડ વળી ગયો.

આમ, ઉપરોક્ત ઘટના બાદ વાંદરો અને શિયાળ બંન્ને પાકા ભાઈબંધ બની ગયા.

# ગીધની ભલાઇ



એક વૃક્ષ હતું તે વૃક્ષ ઉપર એક કાગડો અને કાગડી માળો બાંધી રહેતાં હતાં. સ્વભાવે તેઓ બંન્ને ખૂબ જ જીદ્દી અને લુચ્ચા હતાં તે વૃક્ષ ઉપર કોઇ પંખી આવીને જો થોડીવાર પણ બેઠું કે તેમનું આવી જ બન્યું સમજવું! કાગડો અને કાગડી દેકારો મચાવી દે જેથી વૃક્ષ ઉપર બેઠેલ પંખીને ત્યાંથી ન છુટકે પોબારા ભણી જવું પડે! ખેર.

એક દિવસની વાત છે. વર્ષાઋતુની મોસમ હતી ચારે કોર ઘનઘોર વાદળો ઉમટી પડ્યાં આકાશમાં વીજળીના ચમકારા અને કડાકા ભડાકા થવા લાગ્યા અને જોત જોતામાં અનરાધાર વરસાદ તૂટી પડ્યો. કાગડો અને કાગડી માળામાં જતાં રહ્યાં જ્યાં આગળ તેઓ બિલકુલ સલામત અને સુરક્ષિત બની ગયાં!

અચાનક એક મોટુ અને વિશાળ પાંખોવાળુ ગીધ વરસાદમાં પલળતું પલળતું તે વૃક્ષ ઉપર આવીને બેઠું અને સુરક્ષિત જગ્યા શોધવા લાગ્યું! કાગડાની નજર અચાનક ગીધ ઉપર પડતાં



જ તે ચમક્યો પછી તેણે કાગડીનું ધ્યાન તે તરફ દોર્યું! બસ ખલાસ! તુરંત જ તેઓ માળામાંથી ડોકા બહાર કાઢી મંડ્યા કા...કા...કા... કરવા લાગ્યા. ગીધે આ જોયું ત્યારબાદ થોડીવાર રહી તે બોલ્યું અરે, ઓ કાગડાભાઇ, હું આકાશમાં વિહાર કરતો હતો પરંતુ એવામાં અચાનક વરસાદ તુટી પડ્યો. એટલે મારે ન છુટકે આ આપના વૃક્ષ ઉપર આશરો લેવો પડ્યો છે. તમને તકલીફ આપવા બદલ ક્ષમા કરશો. પરંતુ કાગડો કાગડી બોલી અરે, ઓ ગીધડા તને કોઇ વૃક્ષ દેખાણું નહીં, અને આજ એક અમારું વૃક્ષ તને દેખાયું! શું તારી આંખો બાંખો ફુટી ગઇ છે કે શું? શું તું કાણિયો છે?

આવી કડવી અને અપમાન જનક ભાષા અને વાણી સાંભળી ગીધને મનોમન ખૂબ જ દુઃખ થયું. તે વિનંતી ભર્યા સ્વરે બોલ્યો કાગડીબેન, સવાર પડતાં જ હું આ તમારું વૃક્ષ છોડીને જતો રહીશ! જો આજની ફક્ત એક જ રાત આ વૃક્ષ ઉપર રહેવા દેવાની મારા ઉપર તમો કૃપા કરો તો તમારો ખૂબ ખૂબ આભાર થશે!

પરંતુ કાગડો અને કાગડી માન્યા જ નહીં! જાણે એક રાત ગીધનાં વૃક્ષ ઉપર રોકાઇ જવાથી તેમનો કિંમતી અને અમુલ્ય ગરાસ લુંટાઇ જવાનો ન હોય! તેમ તેઓ બંન્ને બરાડી ઉઠ્યાં. અરે ગીધડા, અમો બંન્ને તને ક્યારનાય અહીંથી ચાલ્યા જવાની વિનંતી કરીએ છીએ પરંતુ તું તો નકટો અને લુચ્ચો કશું સમજતો જ નથી ને! ત્યારબાદ બંન્ને ગીધને જેમ ફાવે તેમ બોલવા લાગ્યાં. ગીધને એકતો ઠંડી લાગતી હતી. માથા ઉપર વરસાદ વરસી રહ્યો હતો. ઉપરથી આ કાગડો અને કાગડી અપમાનજનક શબ્દો બોલી રહ્યા હતા. આથી અંતે તે હારી થાકીને તે વૃક્ષ ઉપરથી ઉડીને સામેના વૃક્ષ ઉપર જતો રહ્યો. આ જોઇ કાગડા અને કાગડીને આનંદ થયો! ગીધને સામેના વૃક્ષ ઉપર રહેવા માટે એક મોટી અને સરસ મઝાની બખોલ મળી ગઇ કે અંદરથી ખૂબ જ સુરક્ષિત પણ હતી.

થોડીવાર થઇ હશે કે વરસાદે વાવાઝોડાનું સ્વરૂપ ધારણ કર્યું હવા અને સુસવાટાનો મારો શરૂ થયો જોત જોતામાં કાગડા કાગડીનો માળો વૃક્ષ ઉપરથી તુટીને નીચે પડ્યો. અને મંડ્યો પાણીમાં તણાવા. કાગડો કાગડી માંડ માંડ તે માળામાંથી બહાર આવ્યાં અને ઉડીને વૃક્ષ ઉપર બેઠાં માથા ઉપર તડ તડ વરસાદ વરસી રહ્યો હતો. કાગડી વરસાદમાં ધ્રુજવા લાગી. કાગડો પણ ધીરે ધીરે ઠંડીના અને પવનના સપાટાના મારથી થરથર ધ્રુજવા લાગ્યો.

સામે બખોલમાં બેઠેલ ગીધ આ દ્રશ્ય જોઇ રહ્યો હતો મનોમન તેને આવું કરૂણ દ્રશ્ય જોઇ દુઃખ પણ થયું.

કાગડા અને કાગડીને હવે જ ખબર પડી કે થોડીવાર પહેલાં આજ વૃક્ષ ઉપરથી બિચારા ગીધને હાંકી કાઢ્યો હતો. તેનું જ આ પરિણામ તેઓને ભોગવવું પડે છે ને? તેઓ બંન્ને ગીધને હાંકી કાઢવા બદલ તેમજ તેનું ઘોર અપમાન કરવા બદલ ખૂબ જ પસ્તાવો થયો. ત્યારબાદ બંન્ને ગીધ પાસે ગયાં અને ગીધની ખરા હૃદયે માફી માંગી, ગીધને લાગ્યું કે આ બંન્ને કાગડા કાગડીયે અંતરથી ખૂબ જ પસ્તાવો થાય છે આથી, તેણે તે બન્નેને માફ કર્યાં એ બંન્નેને રહેવા માટે બખોલમાં સરસ મઝાની જગ્યા કરી આપી. આ જોઇ કાગડો કાગડી ગીધના આવા ભલમનસાઇ ભર્યાં વ્યવહારથી ખૂબ જ ગદ્‌ગદીત થઇ ઉઠ્યાં.

બીજે દિવસે વરસાદ બંધ પડતાં જ કાગડો કાગડી અને ગીધે ભેગા મળી ખૂબ જ વ્યવસ્થિત અને મજબૂત રીતે માળો બનાવી નાખ્યો.

આમ, કાગડો કાગડી અને ગીધ પાકા મિત્રો બની ગયાં.





# પચરંગી પોપટ



એક સુંદર મઝાનું વન હતું. તે વનમાં અનેક પશુ પંખીઓ રહેતાં હતાં. તે વનનાં એક આંબાના વૃક્ષ ઉપર કેટલાંક પંખીઓ પોતાનું રહેઠાણ, માળો બાંધી આનંદપૂર્વક અને એક સંપથી રહેતાં હતાં. તે પંખીઓમાં ખાસ તો મેના પોપટ, કાબર કોયલ, બુલબુલ કબૂતર, દેવ ચકલી, ચાતક, ચક્રવાક, હોલો વગેરે હતાં.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. મસ્ત મધુર હવા લહેરાઇ રહી હતી. આંબાના વૃક્ષ ઉપર રહેલ બધાં પંખીઓ આનંદ કિલ્લોલપૂર્વક રમી રહ્યાં હતાં. અચાનક એવામાં એક પચરંગી પોપટ ક્યાંકથી ઉડતો ઉડતો આવ્યો અને તે આંબાના વૃક્ષ ઉપરની એક ડાળી ઉપર જઇને બેઠો. તે પચરંગી પોપટનો રંગ પણ

ખરેખર પચરંગી જ હતો. તેમજ તેનું કદ સામાન્ય પોપટ કરતાં બમણું એટલે કે ડબલ હતું. ઉપરાંત તેનો સંપૂર્ણ દેખાવ પણ ખૂબ જ આકર્ષક અને સુંદર હતો.

અચાનક પચરંગી પોપટને આંબાના વૃક્ષ ઉપર આવેલ એક વૃક્ષ ઉપર બેઠેલા બધાં પંખીઓ ચોંક્યાં. પછી તેઓએ પચરંગી પોપટનો આવો સુંદર મઝાનો રૂપ રંગ અને સ્વરૂપ જોઇ તેઓ બધાં આશ્ચર્યમાં પડી ગયાં. ત્યારબાદ બધાં પંખીઓએ મનોમન વિચાર્યું કે જો તે પચરંગી પોપટ આ વૃક્ષ ઉપર કાયમી ધોરણે વસવાટ કરશે તો આપણા બધાંનો પ્રભાવ અને વર્ચસ્વ ખૂબ જ ઘટી જશે! એટલે સારું તો એજ કે આ પચરંગી પોપટને વહેલામાં વહેલી તકે આ આંબાના વૃક્ષ ઉપરથી રવાના કરવો જ પડશે.

આમ, બધાં પંખીઓએ વિચારીને અને તેના આગેવાન ભોલા પોપટની રાહબરી હેઠળ બધાં પંખીઓ તે પચરંગી પોપટ પાસે ગયાં અને જઇને તીખા સ્વરે તેઓ બોલ્યાં એલા એય પચરંગી પોપટ તું આ અમારા આંબાનાં વૃક્ષ ઉપર જ શા માટે આવ્યો છે? શું તને આ આખા વનમાં માત્ર આ એક જ આંબાનું વૃક્ષ દેખાયું હતું? બીજું, તું આ અમારું આંબાનું વૃક્ષ છોડી અન્યત્ર વૃક્ષ ઉપર ચાલ્યો જા. અન્યથા અમો બધા ભેગા મળી તને ધક્કા મારી આ વૃક્ષ ઉપરથી હાંકી કાઢીશું!

પચરંગી પોપટે બધા પંખીઓ સામે જોયું. ત્યારબાદ તે બોલ્યો મિત્રો, હું દૂર દૂરના દેશમાંથી આવું છું. મને તમારું, આ





સુંદર મઝાનું અને લીલોતરીઓથી હર્યું ભર્યું વન ખૂબ જ પસંદ પડ્યું હોવાથી હું અહીં આવ્યો છું તેમજ તમારા આ વૃક્ષ ઉપર તો હું થોડીવાર માટે જ બેઠો છું. જો મારાથી તમોને કશી તકલીફ પડી હોય તો મને ક્ષમા કરશો. આમ કહી તે પચરંગી પોપટ ઉડીને સામે રહેલ એક ગુલમહોરના વૃક્ષ ઉપર જઇને બેઠો અને મધુર મીઠા અને સૂરીલા સ્વરે ગીતો ગાવા લાગ્યો.

પચરંગી પોપટના ચાલ્યાં જવાથી આંબાનાં વૃક્ષ ઉપર રહેલ પંખીઓને ખૂબ જ ટાઢક વળી અને બધાં રાજી થઇ ઉઠ્યાં.

પચરંગી પોપટના મીઠા કંઠે ગવાયેલ સૂરીલા ગીતોનો ગુંજારવ ધીરે ધીરે વધવા અને પ્રસરવા લાગ્યો. તેમજ મસ્ત મનોહર હવામાં અને વાતાવરણમાં ગુંજવા લાગ્યો. પચરંગી પોપટના મધુર ગીતોની અસર આંબાના વૃક્ષ ઉપર બેઠેલાં બધા પંખીઓ ઉપર થવા લાગી. ધીરે ધીરે તેઓ બધાં પચરંગી પોપટનાં ગીતો નાં સ્વરે અને તાલે ઝુમવા લાગ્યાં. તેઓ બધાંએ જીવનમાં આવાં મધુર ગીતો ક્યારેય સાંભળ્યાં ન હોતાં.

આમ, તે આંબાનાં વૃક્ષ અને ગુલમહોરનાં વૃક્ષ પાસેનું નૈસર્ગિક કુદરતી વાતાવરણ ગીત સંગીતના નાદથી ગુંજવા અને ઝુમવા લાગ્યું.

અન્ય પશુ પંખીઓ જેવાં કે હરણાં, સસલાં, મોર, ઢેલ, સાબર, કાળિયાર વગેરે પણ આવું મધુર ગીત સંગીત સાંભળવા માટે ઉમટી પડ્યાં હતાં. સાથે સાથે પ્રકૃત્તિ પણ ખૂબ જ ખીલી ઉઠી

હતી. આમ, ત્યાં આગળનું અલૌકિક અદ્‌ભૂત વાતાવરણ પૃથ્વી ઉપર અંધકારના ઓળા ઉતરવા આવ્યા હતા ત્યાં સુધી ચાલ્યું.

આમ, આખરે આંબાના વૃક્ષ ઉપર રહેલ ભલા પોપટ તેમજ અન્ય પંખીઓને હવે તે પચરંગી પોપટનું અપમાન કરવા બદલ ભારે પસ્તાવો થવા લાગ્યો. આહ...! આવો સુંદર મઝાનો અને મધુર કંઠ ધરાવતા પચરંગી પોપટને આ આંબાના વૃક્ષ ઉપરથી તગેડી મૂકવા બદલ બધાં પંખીઓની આંખોમાં પસ્તાવાનાં આંસુઓ ઉભરાઇ આવ્યાં.

બાદમાં ભોલા પોપટની આગેવાની હેઠળ બધાં પંખીઓ તે ગુલમહોરના વૃક્ષ ઉપર શાંતિપૂર્વક બેઠેલા પચરંગી પોપટ પાસે ગયાં અને તેને ઉદ્દેશીને તેઓ બધાં બોલ્યાં. હે પચરંગી પોપટ અમો બધાંએ તમારું ઘોર અપમાન કરીને આંબાના વૃક્ષ ઉપરથી તગેડી મૂકવા બદલ અમોને માફ કરશો? બધાં પંખીઓને થતો પસ્તાવો જોઇ પચરંગી પોપટ ખૂબ જ ગદ્‌ગદીત થઇ ઉઠ્યો. અને બાદમાં બધાં પંખીઓને તે ભેટી પડ્યો.

ત્યારબાદ બધાં પંખીઓના અતિ આગ્રહથી તે પચરંગી પોપટ આંબાના વૃક્ષ ઉપર રહેવા માટે સંમત થયો.

અને આમ, તે સુંદર મઝાના વનના આંબાના વૃક્ષ ઉપર બધા પંખીઓ સાથે તે પચરંગી પોપટ પણ ખૂબ જ આનંદપૂર્વક અને હળી મળીને રહેવા લાગ્યો.



# હાથીની હોંશિયારી



એક સુંદર મઝાનું વન હતું. તે વનની પાસે એક તળાવ હતું. વનનાં તમામ પશુ પંખીઓ તે તળાવનું પાણી પીતાં હતાં.

એક દિવસની વાત છે. અચાનક તે તળાવમાં ક્યાંકથી એક ભયંકર અને વિચિત્ર મગર આવી ચડ્યો. અને તે તળાવમાં પાણી આવતાં નાના મોટા પશુ પંખીઓને પકડીને ખાઇ જવા લાગ્યો આથી તે વન આખામાં હાહાકાર અને ભય વ્યાપી ગયો કારણ કે પશુ પંખીઓને પાણી પીધા વગરતો બિલકુલ ચાલે જ નહીં!

બધાં પશુ પંખીઓ ચિંતાતુર અને દુઃખી, દુઃખી થઇ ઉઠ્યાં અને વિચારવા લાગ્યાં કે હવે પાણી પીવા માટે જવું ક્યાં? આ મગર તો તળાવ છોડીને જવાનો હોય તેવું કશું દેખાતું ન હોતું.

સિંહરાજા, હાથી, શિયાળ, જિરાફ, સસલાં, વરૂ, દિપડા, ગેંડા, મોર, હંસ, વગેરેની એક ખૂબ જ અગત્યની સભા ભરાણી અને આ મગરને તળાવમાંથી હાંકી કાઢવાની યોજના વિચારવા લાગ્યાં. હાથી સભા વચ્ચે ઉભો થયો અને બોલ્યો મહારાજ, આ મગરને તળાવમાંથી હાંકી કાઢવો હોય તો તેનો એક જ ઉપાય છે? બધાં પશું પંખીઓ હાથી સામે આશાભરી નજરે તાકી રહ્યાં. સિંહરાજા પણ હાથી સામે પ્રશ્નાર્થ નજરે જોઇ રહ્યો. હાથીએ બધાં પશુ પંખીઓ સામે જોયું ત્યારબાદ તે બોલ્યો મહારાજ મનુષ્ય જાતિ જેમ ઉંદરોને પકડવા માટે પાંજરાનો ઉપયોગ કરે છે, તેમ આપણે પણ આ ભયંકર મગરને પાંજરામાં પુરી દૂર દૂર મુકી આવીએ તો સિંહરાજા તેમજ બધાં પશુ પંખીઓના ચહેરા ઉપર હાથીની યોજના સાંભળી રોનક છવાઇ ગઇ.

હા,હા, હાથીશંકરની યોજના ખૂબ જ સરસ અને ઉત્તમ છે. હાથીની હોંશિયારી ઉપર બધાં વારી ગયાં.

ત્યારબાદ શહેરમાં જઇ મોટું પાંજરૂ બનાવી આવવાની જવાબદારી સિંહરાજાએ હાથી શંકર અને શિયાળકુમારને સોંપી.

હાથી અને શિયાળ બંન્ને શહેરમાં આવ્યા અને સુથારને મળ્યા તેમજ તેમને પેલા ભયંકર મગર અને નિર્દોષ પશુ પંખીઓની ઘટના કહી સંભળાવી. સુથાર બોલ્યો, ગજરાજજી, તમો બે ફિકર રહો હું હમણાં જ મારા માણસો સાથે તમને પાંજરૂ બનાવી આપું છું.



અને ખરેખર સુથારે એક મોટું તેમજ સરસ મઝાનું પાંજરૂ તૈયાર કરી આપ્યું. ત્યારબાદ સુથારનો આભાર માની પાંજરૂ લઇ હાથી અને શિયાળ ચાલતા થયા. થોડીવાર રહી શિયાળ બોલ્યું. હાથીભાઇ, આપણે પીંજરામાં કશું ક મિઠાઇ બિઠાઇ રાખવી તો પડશે જ! જેથી તેની સુંગધથી આકર્ષાઇને તે મગર પાંજરામાં આવે! હાથી બોલ્યો હા એ વાત સાચી છે. ચાલો આપણે પેંડા, જલેબી, વગેરે લઇ આવીએ અને આમ તેઓ બંન્ને પાંજરૂ તેમજ મિઠાઇ લઇ વનમાં આવ્યા. વનમાં બધા પશુ પંખીઓ તેઓની ખૂબ જ આતુરતાથી રાહ જોઇ રહ્યાં હતાં. સિંહરાજાએ પાંજરાનું બરોબર અવલોકન કર્યું અને પછી સંતોષ અનુભવ્યો. ત્યારબાદ પાંજરામાં વ્યવસ્થિત મિઠાઇ ગોઠવવામાં આવી અને પાંજરાને લઇ બધા પશુ પંખીઓ તળાવે પહોંચ્યાં. ભયંકર મગર ઉંઘી રહ્યો હતો. તેને આવી કશી કલ્પના કરેલ નહી. તેને આ તળાવ પણ ખૂબ જ અનુકુળ અને માફક આવી ગયું હતું.

બધાં પશુ પંખીઓ તળાવના કાંઠા ઉપર આવ્યાં. પાંજરાને લઇ હાથી અને સિંહ તળાવની થોડે અંદર સુધી જઇ તે પાંજરાને મુકી આવ્યાં અને ફરી કાંઠા ઉપર જઇ બધાં બેસી ગયાં.

અચાનક ભયંકર મગરને કશી મીઠી સુગંધ આવી. આથી તેના નાકનાં નસકોરા ફુલવા લાગ્યાં. અચાનક તેણે થોડે દૂર ઉપર એક લાકડાના ખોખા જેવું જોયું. આ પહેલા તેણે આવા પ્રકારનું

આવું ખોખું કદી જોયું ન હોતું! તે ખોખામાં મીઠાઈઓ જોઈ તેના મોંઢામાં પાણી ઉભરાઈ આવ્યાં તરત જ તે આળસ મરડીને ચાલતો થયો મીઠાઈઓ ખાવા! આ જોઈ કાંઠા ઉપર બેઠેલાં બધાં પશુ પંખીઓ આનંદથી ઝુમી ઉઠ્યાં. મગર સીધો જ પાંજરામાં ઘુસ્યો. જેવો તે અંદર ગયો તેવો જ તે પાંજરાનો દરવાજો ખટાક દઈને બંધ થઈ ગયો. આ જોઈ મગર ડરનો માર્યો ગભરાઈ ઉઠ્યો અને હવે જ તેને ખરો ખ્યાલ આવ્યો કે પોતે પાંજરામાં પુરાઈ ગયો હતો. તેણે બહાર નીકળવા માટે ઘણાં ફાંફાં માર્યાં. પરંતુ પરિણામ શૂન્ય આવ્યું.

ત્યારબાદ બધાં પશુ પંખીઓએ તે પીંજરાને ચારે તરફથી ઉપાડ્યું. મગરની આંખો ગભરાટના કારણે ફાટી રહી. સિંહ બોલ્યો. કા. મગરીયા તે આ તળાવમાં ખૂબ જ રાજ કર્યું છે કેમ? અમારા નિર્દોષ અને નાનાં નાનાં બચ્ચાઓને તુ આરામથી ખાઈ ગયો હતો કેમ? મગરને હવે જ ખરો ખ્યાલ આવ્યો કે પોતે ભયંકર પાપ કર્મ કર્યું હતું ને! પરંતુ હવે થાય પણ શું? ત્યારબાદ બધા પશુ પંખીઓએ ભેગા મળી તે મગરને ખૂબ દૂરદૂર મુકી આવ્યાં.

આમ, ત્યારબાદ તે તળાવમાં સંપૂર્ણપણે શાંતિ છવાઈ ગઈ તે વનમાં તમામ પશુ પંખીઓ તે તળાવનું પાણી પીને પૂર્ણ સંતોષ અનુભવવા લાગ્યાં અને એક સંપ અને સ્નેહથી રહેવા લાગ્યાં.



# અભિમાની મગર



એક સુંદર મઝાનું તળાવ હતું. તે તળાવમાં એક મગર રહેતો હતો. જે સ્વભાવે ખૂબ જ લુચ્ચો અને અભિમાની હતો. તે તળાવમાં અન્ય કોઈ જલચર પ્રાણી ભૂલેચુકે પણ જો આવી ચડતું તો તે તેને ભગાડી દેતો. તેના મનોજગતમાં બસ એક જ વાત ભરાણી હતી કે આ તળાવ ઉપર ફક્ત તેના એકલાનો જ અધિકાર છે અને રહેશે!

એક દિવસની વાત છે. ઉનાળાનો સમય હતો. એટલે સ્વાભાવિક જ તે તળાવમાં ઠંડા અને હુંફાળા પાણીમાં મગરને રહેવાની મોજ આવતી જ હોય છે. તે મગર ખૂબ જ મસ્તીથી તે સુંદર તળાવમાં આમતેમ અને નિસફિકર પણે ઘૂમી રહ્યો હતો.

અચાનક એક વિશાળ કદનો કાચબો તે તળાવમાં આવી ચડ્યો. અને તે તેમાં ફરવા લાગ્યો. મગરની નજર અચાનક તે કાચબા ઉપર પડતાં જ તે પ્રથમ ચોંક્યો. પછી તેણે તે કાચબાનું બરોબરનું નિરીક્ષણ કર્યું. હા તે પરદેશી કાચબો હતો. તેમજ તે ખૂબ જ વિશાળ કાયા ધરાવતો હતો. મગરને થયું જો આ કાચબાને આ તળાવમાં રહેવા દેવામાં આવે તો અન્ય જલચર પ્રાણીઓ પણ નિઃસંદેહ આ તળાવમાં રહેવા આવી ચડશે! પછી પોતાની આઝાદી,

મોજ મસ્તી વગેરે બંધ થઇ જશે! આથી તેણે આ કાચબાને અહિંથી ભગાડી દેવામાં જ સાર અને સલામતી જોયાં.

થોડીવાર રહી તે મગર પરદેશી કાચબા સમક્ષ લાલ અને કરડી આંખો કરી ઉભો રહી ગયો. અને જોરથી ત્રાડ પાડતાં જ બરાડી ઉઠ્યો. અરે એય પરદેશી કાચબા, આ તળાવ છોડી તાત્કાલિક અહીંથી ચાલ્યો જા! નહીં તો જાનની સલામતી નથી સમજ્યો!

પરદેશી કાચબો પ્રથમ ચોંક્યો. પછી તેણે મગરને અને તેની લાલ અને કરડી આંખો ને જોઇ. આથી તેને તરત જ ખ્યાલ આવી ગયો કે આ અભિમાની મગર ને કોઇ માથાનું મલ્યું હોય તેમ લાગતું નથી! બીજા પ્રત્યે કઇ રીતે વર્તવું બોલવું કે તેનો આદર સત્કાર કરવો વગેરે બાબતોનું જ્ઞાન આ અભિમાની મગરને લાગતું નથી! ખેર, આ અભિમાની મગર નું અભિમાન આજે તો ઉતારવું જ પડશે.

ત્યારબાદ પ્રથમ કાચબાએ નમ્રતા ધારણ કરી. વાતની શરૂઆત કરી મગરભાઇ, હું તો પરદેશી કાચબો છું. અને અનાયાસે જ આપના આ તળાવમાં આવી ચડ્યો છું. બે જ દિવસ જ આપના આ તળાવમાં રોકાવાનો છું બાદમાં હું આપનું આ તળાવ છોડી અન્યત્ર ચોલ્યો જઇશ. જો મને બે દિવસ આ તળાવમાં રહેવા દેશો તો આપનો ખૂબ જ આભારી થઇશ! અભિમાની મગર બરાડી ઉઠ્યો. શું કહ્યું તારે આ તળાવમાં બે દિવસ રોકાવાનું છે એમ? અરે બે દિવસ તો શું, પરંતુ હું તો તને પૂરા બે કલાક પણ આ તળાવમા રહેવા દઇશ નહીં સમજ્યો. આટલું બોલી ગુસ્સાથી તે ધ્રુજવા લાગ્યો. કાચબો શાંતિથી તે મગરને તાકી રહ્યો. મનોમન તે બધુ સમજી ગયો હતો કે આ લુચ્ચો, લબાડ અને અભિમાની મગર તેને આ તળાવમાં રહેવા તો બિલકુલ દેશે જ નહીં! તે શાંત ચિત્તે અને સ્મિત કરતો મગર સામે ઊભો રહ્યો. કાચબાને હસતો જોઇ મગર બરાડી ઊઠ્યો. અરે એય




નકટા, મેં તને કહ્યુને કે વહેલામાં વહેલી તકે આ તળાવ છોડી ચાલ્યો જા. પરંતુ તું તે કશું સમજતો નથી! આટલું બોલી ક્રોધિત મગરે પોતાની કાંટાળી પૂંછડીને સીધી કરી અને પરદેશી કાચબાની પીઠ ઉપર જોરથી ફટકારી.

પરંતુ આ શું? કાચબાને જાણે કશી અસર જ થઇ ન હોય તેમ તે હસતો હસતો મગરને તાકી રહ્યો. આથી મગરને વધુ ક્રોધ ચડ્યો. અને તે તો મડ્યો કાચબાને પૂંછડીઓ ફટકારવા પરંતુ કાચબાને તેની કશી જ અસર ન થતાં અંતે તે હારી થાકીને લોથપોથ બની ગયો. અને અંતે તે બધું સમજી ગયો. કે આ તળાવમાં રહેવાના તેના દિવસો હવે પૂરા થઇ ગયા હતા. અને હવે આ તળાવ તેને છોડવું જ પડશે!

ત્યારબાદ તે કાચબાની માફી માગતા વિનમ્ર સ્વરે બોલ્યો હે પરદેશી કાચબા, આજે તે મારું અભિમાન ઉતારી નાખ્યું છે. મેં આ તળાવ ઉપર ઘણાં વર્ષો શાસન અને રાજ્ય કર્યું છે. તેમજ આ તળાવમાં કોઇને પણ શાંતિથી મેં રહેવા જ દીધાં નથી! પરંતુ આજે તે અહીં આવીને મને ભાન કરાવ્યું છે કે આ વિશાળ અને અણમોલ તથા કુદરતી તળાવ ઉપર કોઈ એકનો અધિકાર હોતો જ નથી! હંમેશાં દરેક સાથે સંપીને અને હળીમળીને રહેવાથી જ એક બીજાને લાભ છે. અને તોજ આ સૃષ્ટિનું સંચાલન થઇ શકે. મનોમન કાચબો પણ સમજી ગયો કે આ અભિમાની મગરને હવે અભિમાન રહ્યું નથી. અને હવે તેને ખૂબ જ પસ્તાવો થાય છે તેણે કરેલ અનેક પાપ કર્મો ઉપર તે પશ્ચાતાપ કરે છે.

થોડીવાર રહી મગર બોલ્યો હે પરદેશી કાચબા હું અત્યારેજ આ પવિત્ર તળાવ છોડી અન્યત્ર ચાલ્યો જાઉં છું આમ કહી તે તળાવ છોડી ચાલ્યો ગયો. પરદેશી કાચબો પણ બે દિવસ તળાવમાં રહી પોતાના દેશ ભણી ચાલ્યો ગયો.

થોડા સમય બાદ તે સુંદર તળાવમા અન્ય જલચર પ્રાણીઓ આનંદથી રહેવા લાગ્યાં.

# પચરંગી પોપટ



એક રળિયામણું ગામ હતું. તે ગામમાં એક સફેદ દૂધ જેવો ગધેડો રહેતો હતો. તેને તેનાં રૂપનું ખૂબ જ અભિમાન હતું. તે રોજ ગામ આખામાં દિવસ દરમ્યાન દશ ચક્કર લગાવતો અને છાતી ફુલાવીને દરેકને કહેતો. છે કોઇ મારા જેવું રૂપાળું? સફેદ રંગનું! ઈશ્વરે મને જ સઘળું રૂપ બક્ષ્યું છે! ગામ લોકો આ અભિમાની ગધેડાને સાંભળી સાંભળીને ખૂબ જ કંટાળી ગયા હતા.

એક વખત ગધેડું બેઠું બેઠું પોતાના રૂપ રંગ ઉપર ફુલાતું હતું. એવામાં ક્યાંકથી એક સફેદ કૂતરો આવી ચડ્યો. ગધેડાની નજર તેના ઉપર પડતાં જ તે ચમક્યો અરે, આ કૂતરાનો રંગ પણ બિલકુલ મારા જેવો જ છે! પોતાના હરીફ દુશ્મનને સામે ઉભેલ જોઇ ગધેડો તાડૂકી ઉઠ્યો. એય કૂતરા, ચાલ આ ગામ છોડી અન્યત્ર ચાલ્યો જા! આ ગામમાં રહેવાનો અધિકાર ફક્ત મને એકલાને જ છે સમજ્યો? કૂતરો બોલ્યો. અરે વાહ! આ ગામ શું તેં બનાવ્યું છે? બીજું મેં સાંભળ્યું છે કે તને તારાં આ સફેદ રંગ





અને રૂપ ઉપર ખૂબ જ અભિમાન છે ખરું ને? ગધેડું ચોંક્યું માળું આ કુતરું બધી વાત જાણતું લાગે છે. મનોમને તે ને ભય પણ પેઠો. રખે આ કૂતરો ગામમાં મારી ઈજ્જતના કાંકરા કરશે તો મારે કોઇને મોંઢું દેખાડવા જેવું નહીં રહે! એટલે આ કૂતરાને શામ, દામ અને દંડથી અહિંથી તુરંત રવાના કરવો પડશે!

ત્યારબાદ તેણે કૂતરાને અનેક લોભામણી, લોલચો આપી ધમકીઓ આપી. પરંતુ કૂતરો તે ગામ છોડવા તૈયાર ન થયો. કૂતરો પણ આ અભિમાની ગધેડાને બરોબરનો ઓળખી ચૂક્યો હતો.

અને તે પણ ખૂબ જ જીદે ભરાણો હતો. થોડીવાર રહી તે બોલ્યો. જો ગધેડા, આપણે એક કામ કરીએ જે મુજબ અડધું ગામ તારું અને અડધું ગામ મારું! તારે મારા વિસ્તારમાં પ્રવેશ કરવો નહીં. અને મારે તારા વિસ્તારમાં આવવું નહીં, પરંતુ આતો અભિમાની ગધેડો હતો! તેને લાગ્યું કે પોતાના હક્ક હિસ્સા ઉપર બીજો કોઇ તરાપ શું કામ મારી જાય! તરત જ તે ગર્જી ઉઠ્યો. અરે, ઓ કૂતરા, તને હું ક્યારનોય વિનંતી કરું છું, પરંતુ તું તો અડબોથ કશું સમજતો જ નથી ને! કોઇ દિવસ એક મ્યાનમાં બે તલવારને રહેતી જોઇ છે ખરી?

આમ, બંન્ને ખૂબ જ હઠે અને જીદે ભરાણા હતા. ગધેડો બોલ્યો. ઠીક છે, ચાલ આપણાં બંન્નેમાંથી કોણ રૂપાળું અને બુદ્ધિશાળી છે તે નક્કી કરવા માટે આપણે કોઇ તટસ્થ અને હોંશિયાર સિંહરાજા પાસે જઇએ બરોબરને? અને જો સિંહરાજાનો નિર્ણય અફર અને અડગ રહેશે તે કહેશે તે પ્રમાણે આપણા બંન્નેમાંથી એક જ વ્યક્તિ આ ગામમાં રહી શકશે! બોલ મંજૂર છે ને? કૂતરો તુરંત બોલ્યો ભલે, મને તારી વાત તેમજ સિંહરાજાનો આખરી ચૂકાદો મંજૂર રહેશે!

ત્યારબાદ બંન્ને એક બીજાથી કતરાતા તીખી નજરે એક બીજા સામું જોતા જોતા જંગલના રસ્તે ચાલી નીકળ્યા. ઘનઘોર વન,

વૃક્ષોની વનરાઈઓથી ઉભરાતું અડાબીડ વન બેહદ બિહામણું અને ડરામણું લાગતું હતું. બંન્ને વટના માર્યાં પરસેવે રેબઝેબ થતા થતા વનમાંથી પસાર થઈ રહ્યા હતા. વૃક્ષો ઉપર બેઠેલાં પક્ષીઓ, વાંદરાઓ આ બંન્ને તરફ જોઈ દાંતિયાં કરી તેમને ચીડવી રહ્યા હતા. આગળ જતાં સસલાં, હરણ, જીરાફ, મોર તેમજ જંગલી પ્રાણીઓ નજરે ચડી રહ્યાં હતાં. બંન્નેને થતું કે આ જંગલમાં આવ્યાં જ નહોત તો સારું હતું!

હવે અહિંથી, આ જંગલમાંથી સહી સલામત પાછા ફરાશે કે કેમ? તેવો પ્રશ્ન આ બંન્નેના મગજમાં ઉદ્ભવ્યો.

ધીરે ધીરે સિંહરાજાની ગુફા નજદીક આવતી ગઈ. તેમ તેમ બંન્ને મનોમન ખૂબ જ ગભરાવા લાગ્યા. ગુફામાં સિંહરાજા ખોરાકના અભાવે ખૂબ જ ધુંધવાઈ રહ્યા હતા. અને આંટા મારી રહ્યા હતા. અચાનક તેની નજરે સામેથી આવતા ગધેડા અને સામેથી આવતા કૂતરા ઉપર પડી અને આશ્ચર્યથી આંખો પહોળી કરતાં આ બંન્ને મૂર્ખાઓને જોઈ રહ્યા હતા. તેના માનવામાં જ આવતાં ન હોતું કે છેક ગામમાંથી આ બંન્ને મુર્ખાઓ બિહામણા જંગલમાં અને છેક સિંહરાજાની ગુફા સુધી આવશે! મનોમન તેના આનંદનો કોઈ પાર ન રહ્યો. તેણે જીણી આંખે બંન્નેના ચહેરાઓનું અવલોકન કર્યું. મનોભાવો વાંચવા પ્રયાસ કર્યો. તો તેમને લાગ્યું કે નક્કી આ બંન્ને કશી ગડમથલ અનૂભવતા લાગે છે.

ગધેડા અને કૂતરાએ સિંહરાજા પાસે આવી તેને નમન કર્યાં. સિંહરાજાએ ચહેરા ઉપર ખૂબ જ માયાળું એ મમતાળું સ્મિત પાથરી દીધું હતું. જાણે તે ધ્યાનનો સાગર હોય તેમ સિંહરાજા બોલી ઉઠ્યા. અરે, અરે, આશું? તમારે બંન્નેએ મને નમન કરવાનું હોય જ નહીં! હું તો પ્રજાનો નમ્ર સેવક છું. મારી પ્રથમ ફરજ છે કે પ્રજાને સમભાવે જોવી તેની સાથે હેત પ્રીતથી રહી, તેમના સુખ દુઃખમાં સહભાગી બની તેમને ઉપયોગી બનવું. તમો પણ બંન્ને કંઈ મુંઝવણ અનુભવતા હોય તેમ લાગો છો! આવીવાણી અને ભાવ જોઈ ગધેડો



અને કૂતરો સિંહરાજાની ખૂબ જ પ્રભાવિત થઈ ઉઠ્યાં.

હા, રાજા હોય તો આવો જ રાજા હોવો જોઈએ. જે પોતાની પ્રજાનું ખૂબ જ ધ્યાન રાખતો હોય!

આમ, સિંહરાજાએ બંન્ને અભિમાની, હઠીલા અને જીદ્દી સ્વભાવ ધરાવતા ગધેડા અને કૂતરા ઉપર પોતાની વાણીનો જાદુ સંપૂર્ણપણે પ્રસરાવી દીધો, બંન્ને ને ખૂબ જ વિશ્વાસમાં લીધા. બંન્નેએ પોત પોતાની સમસ્યા અને મુંઝવણ કહી અને તેનો ફેંસલો, ચુકાદો આપવા સિંહરજાને વિનંતી કરી. સિંહરાજા બંન્નેની વાત સાંભળી મનોમન હસી ઉઠ્યા. આ બંન્ને મુરખાઓને પટાવી તેનો ખોરાક કઈ રીતે કરવો તેની યોજના બનાવવા લાગ્યા.

સિંહરાજાએ બંન્નેને આશ્વાસન આપ્યું. બંન્નેની પીઠ થાબડી અને ચિંતા નહીં કરવાનું કીધું. થોડીવાર રહી સિંહરાજા બોલ્યા જુઓ, અત્યારે રાત્રી થઈ ચૂકી છે. એટલે તમો બંન્ને નિરાંતે મારી ગુફામાં વિશ્રામ કરો. થોડીવારમાં હું તમારી બંન્ને માટે ખોરાકનો પ્રબંધ કરું છું. આમ કહી સિંહરાજા ખોરાક શોધવા માટે ચાલ્યા ગયા.

ગધેડો અને કૂતરો ડરના માર્યાં આમ તેમ જોવાં લાગ્યા. મનોમન બંન્ને સમજી ગયાં હતાં કે હવે અહીંથી સહીસલામત જવાશે કે કેમ? ન છુટકે તેઓએ ગુફામાં પ્રવેશ કર્યો. ગુફા ખૂબ જ પહોળી અને ઉંડી હતી. અંદર અંધારું પણ ખૂબ જ હતું. ગધેડો એક જગ્યાએ જઈ બેસી ગયો. જ્યારે કૂતરો થોડે દૂર બેઠો. અર્ધી રાત વીતી ચૂકી હતી. તો પણ સિંહરાજા ખોરાક લઈ આવેલ નહીં. ગધેડો જોકે ચડ્યો પરંતુ કીતરાને કેમેય ઉંઘ આવતી નહીં તેના મગજમાં ખતરાની ઘંટડી રણકવા લાગી નક્કી એ સિંહરાજા ખોરાકનું બહાનું કાઢી બહાર ક્યાંક છુપાઈ ગયા હશે! અને બંન્ને જ્યારે બરોબર ઉંઘી ગયા હોય ત્યારે આરામથી તે પોતાનો શિકાર કરી શકે!

હા, કુતરાની વિચાર ધારા મુજબ જ સિંહરાજા ગુફાની પાછળનાં ભાગમાં જઈ છૂપાઈ ગયા હતા. તેણે પ્રથમથી જ યોજના ઘડી જ રાખી હતી કે બરોબર મધ્યરાત્રીએ જ્યારે બંન્ને થાક્યા પાક્યા ઉંઘી ગયાં હોય, ત્યારે બંન્નેને ફાડી ખાવા આ તરફ કૂતરો ધીરે રહી ઉઠ્યો. તેણે ગધેડા સામે જોયું ગધેડાના ચહેરા ઉપર ભય અને ચિંતાના ભાવો તરી રહ્યા હતા. મનોમન તેના પસ્તાવાનો પાર ન હોતો! કૂતરાએ ધીરે રહી તેની પાસે જઈ તેને ઉઠાડ્યો. ગધેડો પ્રથમ ચમક્યો પરંતુ કૂતરાએ તેને ચૂપ રહેવાનો ઈશારો કર્યો. ત્યારબાદ કૂતરાએ પોતાના મનોમનમાં વાગતી ખતરાના ઘંટડી વિશે વાત કરી. આ સાંભળી ગધેડો સટાક કરતો ઉભો થઈ ગયો. તેને પણ લાગ્યું કે આ કૂતરાની વાત સો ટકા સાચી છે.

આમ, બંન્ને એક થઈ ગયા. પોતાની ભૂલ ઉપર બંન્નેએ ખૂબ જ પસ્તાવો કર્યો. ત્યારબાદ એકદમ ચૂપકીદીથી બંન્ને બિલકુલ અવાજ કર્યા વગર દબાતા પગલે ગૂફા બહાર નીકળી ગયા અને ગામ તરફ ચાલવા લાગ્યાં.

આ તરફ બરોબર મધ્યરાત્રીએ સિંહરાજા ખૂશ થતા થતા ગુફામાં આવ્યા. તૈયાર ખોરાક ખાવાની મઝા માણવા આવ્યા. આમ તેમ ગધેડા અને કૂતરાને શોધવા લાગ્યા પરંતુ આ શું? બંન્નેમાથી કોઈ પણ નજરે ન ચડતાં સિંહરાજાનો ક્રોધ સાતમા આસમાને પહોંચી ગયો. હાથમાં આવેલ શિકાર છટકી ગયો છે જાણી મનોમન તે ખૂબ જ ધુંધવાઈ ઉઠ્યાં.

આમ, ગધેડો અને કૂતરો ગામમાં સહી સલામત પહોંચી ગયા. ત્યારબાદ બંન્નેએ નક્કી કર્યું કે ક્યારેય રૂપનું અભિમાન કરવું નહીં! ત્યારબાદ બંન્ને જીગર જાન મિત્રો બની ગયા.



# સુંદરવનમાં ક્રિકેટ મેચ



સુંદર વનમાં આજે એક અનેરો ઉત્સાહ અને ઉમંગ જોવા મળતો હતો. હા, આજે સુંદરવનમાં એક ઈન્ટરનેશનલ ફાઈનલ વન ડે ક્રિકેટ મેચ રમાવાની હતી. જેમાં સુંદર વનના ખેલાડીઓનો મુકાબલો દક્ષિણ આફ્રિકાના ટોચના ગોરીલા ખેલાડીઓ સામે થવાનો હતો.

સુંદર વનનું રળિયામણું અને ખૂબ જ સુંદર ગ્રાઉન્ડ પશુ પંખીઓથી ખીચોખીચ ભરાઈ ગયું હતું. સ્ટેડિયમની પ્રેક્ષક બેઠક ક્ષમતા ત્રીસેક હજારની હતી. વાતાવરણ ખેલાડીઓને ખૂબ જ માફક આવે તેવું હતું. અમ્પાયર હાથી શંકર, સ્ટેડિયમ વચ્ચે જઈ સફેદ કેપ પહેરી ઉભા રહી ગયા. હાથીમાં વોકી ટોકી રાખેલ હતું.

સ્ટેડિયમની ચાસે તરફ જાપાનની કંપનીનાં બનાવેલ આધુનિક અને બેહદ પાવરફુલ કેમેરાઓ ગોઠવાઈ ગયાં હતાં. પીચ પણ ખૂબ જ સુંદર અને હરિયાળી હતી. સ્કોર બોર્ડ મેન, કોમેન્ટેટર મેન, વગેરેએ પોતપોતાનું સ્થાન ગ્રહણ કરી લીધું હતું.

સુંદરવનના ક્રિકેટ કેપ્ટન અને દક્ષિણ આફ્રિકાના ક્રિકેટ કેપ્ટન વચ્ચે ટોસ ઉછળ્યો. જેમાં સુંદરવનમાં કેપ્ટન સિંહકુમારે ટોસ જીતી દાવ લેવાનું પસંદ કર્યું. ગોરીલાઓ ફિલ્ડીંગ ભરવા ગ્રાઉન્ડમાં પહોંચી ગયા. ગોરીલા કેપ્ટને ફિલ્ડીંગ ખૂબ જ ચુસ્ત અને ટાઈટ રખાવી હતી. બાઉન્ડ્રી ઉપર તેઓએ વિશેષ ધ્યાન રખાવ્યું હતું. બેટીંગમાં કેપ્ટન સિંહકુમાર અને ચતુર શિયાળકુમાર ઉતર્યા અને ઓપનીંગ બેટસ્મેનોએ સફેદ દૂધ જેવાં કપડાં પહેર્યાં હતાં. હાથમાં મોઝા સાથે સફેદ કેપ પહેરી હતી. હાથમાં બેટ પકડી તેઓ રમવા તૈયાર થઈ ગયા.

અમ્પાયર હાથીશંકરે બોલિંગ શરૂ કરવાનો સંકેત કરતાં મેચ શરૂ કરવાનો સંકેત કરતાં મેચ શરૂ થઈ સ્ટેડિયમમાં બેઠેલ પશુ પંખીઓ આ અદ્ભૂત અને રસાકસી ભરી ફાઈનલ વન ડે મેચનો અનેરો આનંદ લઈ રહ્યાં હતાં.

ગોરીલાઓ પાસે સુંદરવનના ખેલાડીઓ દેખાવે ખૂબ જ નાના અને વામણા લાગતા હતા. પરંતુ ચતુરાઈમાં તો તેઓ હોશિયાર હતા. કેમેરાઓ ચોતરફ ફરી રહ્યા હતા. કોંમેન્ટેટર નિષ્ણાંતો આંખે દેખ્યો અહેવાલ પ્રસારિત કરી રહ્યા હતા. દૂરદર્શન ઉપર તેમજ આકાશવાણી ઉપર ક્રિકેટ મેચનાં સમાચારો પ્રસારિત થઈ રહ્યા હતા. બધાના શ્વાસોશ્વાસ આ અનોખો ક્રિકેટ જંગ નો આનંદ ઉઠાવવા પાછળ ધબકી અને ઉછળી રહ્યો હતો. આ મેચની હારજીત પછળ લાખો રૂપિયાનો ખેલ ખેલાઈ રહ્યો હતો. કોણ જીતશે અને કોણ હારશે! એ જ પ્રશ્ન સર્વેના હોઠ ઉપર રમતો



હતો. દિલની ધડકનો વધતી રહી હતી. સિંહકુમાર ચોતરફ ફટકાબાજી કરી રહ્યા હતા. તેના બેટમાંથી જાણે રનનો ધોધ વહી જતો હતો. ચોગા ઉપર ચોગા અને બાઉન્ડ્રી કૂદાવી વચ્ચે વચ્ચે છગ્ગાની લ્હાણી કરી રહ્યા હતા. ત્યારે સ્ટેડિયમ આખું ચિચિયારીઓખી અને ઉત્સાહથી ગાજી ઉઠ્યું હતું. સ્ટેડિયમમાં બેઠેલ પ્રેક્ષકોમાંથી અવાર નવાર ચોગા છગ્ગાની ફરમાઈશો થઈ રહી હતી. સિંહકુમારે જોત જોતામાં સદી પૂરી કરી ત્યારે દૂરદર્શન ઉપર સિંહકુમારને કોંગ્રેજ્યુંલેશન અભિનંદન પાઠવવામા આવ્યા. વચ્ચે શિયાળકુમાર એક ટુંકો રન લેવા જતા રન આઉટ થઈ ગયા. તેમણે પાંત્રીસ રનનો ફાળો આપ્યો હતો. ત્યારબાદ તેમની જગાએ સસ્સારાણા બેટીંગ કરવા આવ્યા. તેણે પણ અર્ધસદી કરી હતી.

આમ, સુંદરવનનો દાવ કુલ ત્રણસો એકના જુમલે પૂરો થયો. ગોરીલાઓએ આવો તોતીંગ જુમલો થશે તેવી આશા રાખેલ નહીં.

તેઓને તો એમ જ હતું કે આ સુંદરવનના વામણા ખેલાડીઓને સો દોઢસો રનમાં પેવેલિયન ભેગા કરી દેવાશે! પરંતુ તેમની ગણત્રી ઉંધી પડી. અને જંગી જુમલા તથા ઉંચા રનરેટ સાથે જીતવાની જવાબદારી આવી પડી.

બપોરના લંચ સમય બાદ ગોરીલાઓએ દાવ લેવાનું શરૂ કર્યું. ફિલ્ડીંગમાં કેપ્ટન સિંહકુમારે તથા વાઈસ કેપ્ટન શિયાળકુમારે બરોબરનું સુવ્યવસ્થિત આયોજન કર્યું હતું. તેમજ બોલીંગ ડિપાર્ટમેન્ટમાં સસ્સારાણાએ તથા જોલી વાંદરે ગોરાલાઓ ઉપર બરોબરનું આક્રમણ કર્યું. જરા જેટલો પણ નબળો બોલ ફેંકતા નહીં. તેમજ ગોરીલાઓને બાઉન્ડ્રીનો લાભ ભાગ્યે જ પ્રાપ્ત થાય તેવી બોલિંગ કરતા હતા. પ્રેક્ષકો ખૂબ જ રોમાંચીત થઈ ઉઠ્યાં હતા.

આમ, એક પછી એક ક્રમશઃ ગોરાલાઓની વિકેટો પડતી રહી. અને દોઢસો રનમાં તો દક્ષિણ આફ્રિકાની ટોચની ગણાતી ગોરીલાઓની ટીમ ઓલ આઉટ થઇ ગઇ. સુંદરવનની ટીમ એકસો એકાવનના જંગી જુલમે આ ઈન્ટરનેશનલ ક્રિકેટ મેચ જીતી ગઇ. સુંદરવનના ખેલાડીઓમા અને પ્રેક્ષકોમા આનંદનો ઉત્સાહ છવાઇ ગયો.

મેન ઓફ ધી મેચ સિંહકુમારને જાહેર કરવામાં આવ્યા. જેમાં રમતમાં તેના એકલાના જ એકસો એકાવન વ્યક્તિગત રનનો મુખ્ય ફાળો હતો. શ્રેષ્ઠ ઈનામ અને રોકડ પુરસ્કાર આપવામાં આવ્યાં. તેમજ શ્રેષ્ઠ ફિલ્ડીંગમાં વાઈસકેપ્ટન શિયાળકુમારને ચાર ખેલાડીઓને રન આઉટ કરાવવા બદલ ઈનામ આપવામાં આવ્યાં. ઉપરાંત દરેક ખેલાડીઓને શ્રેષ્ઠ રમત રમવા બદલ રોકડ પુરસ્કાર મેડલો વગેરે એનાયત થયા.

આમ, આ અનોખી અને અદ્‌ભૂત વન ડે ઈન્ટરનેશનલ ક્રિકેટ ખેલાડીઓની સંઘભાવના, એકતા અને શ્રેષ્ઠ આયોજનથી ક્રિકેટ મેચ જીતી ગયું.

દેશ વિદેશમાંથી સુંદરવનના શુભેચ્છાના થોકબંધ પત્રો, તાર, ટેલિફોન, તેમજ ફેક્સ મેસેજ મેચ જીતવા બદલ આવવા લાગ્યા. સિંહકુમારના ચહેરા ઉપર ક્રિકેટ મેચ જીત્યાનો આનંદ છવાઇ ગયો. તેણે આ શ્રેષ્ઠ વન ડે ઈન્ટરનેશનલ ક્રિકેટ મેચ જીતવાં બદલ ટીમનાં અન્ય ખેલાડીઓની ભરપૂર અને ખુલ્લા મને પ્રશંસા કરી. ખેલાડીઓમાં કેપ્ટનના આવા નિખાલસ અને પ્રામાણિક અભિપ્રાય ઉચ્ચારવા બદલ તેઓને કેપ્ટન સિંહકુમાર પ્રત્યેનું માન ખૂબ જ વધી ગયું.

આમ, એકતા, સંઘભાવના અને સુવ્યવસ્થિત આયોજનના પરિણામે સુંદરવનમાં આનંદ અને ઉત્સાહનું વાતાવરણ છવાઇ ગયું.





# પચરંગી તળાવ



એક સુંદર મઝાનું તળાવ હતું. તે તળાવનું નામ હતું ‘પચરંગી તળાવ’. ખરેખર તે તળાવમાં પાંચરંગનું પાણી આવેલ હતું. જેમાં લાલ, લીલા, પીળા, ગુલાબી અને દુધિયા રંગનું એમ મિશ્ર પ્રકારનું પાણી હતું. તે તળાવમાં માછલીઓ પણ પચરંગી કલરની હતી. ખરેખર તે તળાવ ખૂબ જ જોવા લાયક હતું. આસપારના રહેવાસીઓ પણ સાંજ પડે આ પચરંગી તળાવ ઉપર એકઠાં થઈ લાભ લેવાનું ચૂકતાં નહીં. તેઓ પચરંગી માછલીઓ માટે ખોરાકનો ભુક્કો કરીને લાવતા અને પચરંગી માછલીઓ તે ખોરાક ખૂબ જ પ્રેમથી હળીમળીને ખાતી. આ રીતે ત્યાંનું નૈસર્ગિક, કુદરતી વાતાવરણ જોઇ તળાવની આસપાસ રહેતાં વન્ય પ્રાણીઓ પણ ખૂબ જ પ્રસન્ન થઇ ઉઠતાં. વૃક્ષો, પશુ પંખીઓ, અરે હવા પણ આવું હેતાળ અને પ્રકૃતિમય વાતાવરણ જોઇ રોમાંચિત થઇ ઉઠતી. પરંતુ પેલી કહેવત છે ને કે જ્યાં આગળ સુખ સમૃદ્ધિ અને શાંતિ

હોય, ત્યાં આગળ દુઃખ ડુંગરા અને ડરનું વાતાવરણ પણ પાછળ પાછળ હોય જ!

તે તળાવથી થોડાક અંતરે એક રાજનગર આવેલ હતું. તે રાજનગરના રાજા પ્રતાપસિંહ હતા. તે ખૂબ જ પ્રકૃતિ પ્રિય હતા. અચાનક પચરંગી તળાવની અને પચરંગી માછલીઓની હેરતભરી વાત ઉડતી ઉડતી રાજાના કાને સંભળાઈ. આ સાંભળી તેઓ બેહદ ખુશ થઈ ઉઠ્યા. તેના મનમાં લાલચ ઉભી થઈ. જો આ પચરંગી માછલીઓ આપણા મહેલમાં આવેલ એક નાના હોજમા હોય તો મહેલની શોભામાં તેની અભિવૃદ્ધિમાં ચાર ચાંદ લાગી જાય! વળી અહિં ક્યાં પચરંગી માછલીઓને દુઃખ પડવાનું હતું. સારું, સારું, ભોજન મળવાનું હતું નિયમિત હોજનું પાણી શુદ્ધ થવાનું હતું જ ને!

આમ વિચારી રાજાએ સિપાહીઓને હુકમ કર્યો. જાઓ પચરંગી તળાવમાં આવેલ પચરંગી માછલીઓને કોઇ પણ પ્રકારની પરેશાની કર્યા વગર આપણા મહેલમાં આવેલ હોજમા તેમને મૂકી આવો.

આજ્ઞા થતાં જ સિપાહીઓ પચરંગી તળાવ ઉપર પહોંચી ગયા અને મંડ્યા પચરંગી માછલીઓને પકડવા. સઘળી માછળીઓ ખૂબ જ ભયભીત થઈ ઉઠી. અને આક્રંદ કરી ઉઠી. તેઓએ સિપાહીઓને અનેક કાકલૂદી વિનંતીઓ કરી હે સિપાહીઓ અમને પકડશો નહીં, અમો પ્રકૃતિના ખોળામા રહેતી ભલીભોળી અને નિર્દોષ માછલીઓ છીએ. અમો કોઇને પણ કશું નુકશાન પહોંચાડતા નથી. તેમજ અમે આ તળાવનું પાણી પણ શુદ્ધ રાખીએ છીએ! પશુ પંખીઓ અને તમારી મનુષ્ય જાતિને પણ અમે અનેરો અને અલૌકિક આનંદ આપીએ છીએ. માટે હે સિપાહીઓ, અમોને



પકડશો નહીં. અમારી ઉપર કૃપા અને દયા કરો. પરંતુ આતો સિપાહીઓ હતાં કે જેઓ રાજાના આદેશનું પાલન કરવા બંધાયેલા હતા. તેઓ તો બધા પચરંગી માછલીઓને પકડીને રાજાના મહેલમાં આવેલ હોજમાં છોડી આવ્યા. અને આની જાણ રાજા પ્રતાપસિંહને કરવામાં આવી આ સાંભળી તેઓ બેહદ ખૂશ થઈ ઉઠ્યાં.

આ તરફ જ્યારે વનનાં પશુ પંખીઓ અને નગરના રહેવાસીઓને ખબર પડી કે પચરંગી તળાવની તમામ માછલીઓને રાજાએ પોતાના મહેલમાં કેદ કરી છે તો તેઓ બધાં રાજા ઉપર ખૂબ જ ગુસ્સે થયાં. મનોમન બધાં બોલ્યાં પણ ખરાં કે અ...રે...રે...આવી નિર્દોષ, અને પ્રકૃતિપ્રિય માછલીઓને આ રાજાએ શું કામ કેદ કરી હશે? તેઓ બધી માછલીઓ દુઃખી દુઃખી થઈ જશે! આ પચરંગી તળાવ પણ માછલી વગર ડુસકા ભરશે! અ...રે...રે...આ રાજાને કોણ સમજાવે કે આ ભલી ભોળી માછલીઓને છોડી દ્યો!

સાંજ પડે અને નગરવાસીઓ પચરંગી તળાવ ઉપર નિત્યક્રમ પ્રમાણે આવતા પરંતુ માછલીઓ વગરનું તળાવ સાવ નિર્જીવ અને સૂનું સૂનું લાગતું તળાવની આંખોમાં જાણે આંસુઓનો સાગર ડોકિયા કરી રહ્યો હોય, તેમ તેઓને લાગતું. આજુબાજુના પશુ પંખીઓ અને વૃક્ષો પણ જાણે માછલી વગર સ્તબ્ધ અને સૂનમૂન શાં બની ગયાં હતાં આ બધું જોઈ નગરવાસીઓને પણ અત્યંત દુઃખ થયું. તેઓએ નક્કી કર્યું કે પચરંગી માછલીઓને મુક્ત કરાવવાં માટે રાજા પાસે રજુઆત કરવી જ પડશે!

એક વખત રાજા પ્રતાપસિંહનો દરબાર ભરાયો હતો.

કેટલાક નગરવાસીઓ રાજા પાસે ગયા અને પ્રણામ કરી રજુઆત કરી. મહારાજ, જ્યારથી પચરંગી તળાવની માછલીઓ આપના મહેલના હોજમાં આવી છે ત્યારથી પચરંગી તળાવ સાવ નિર્જીવ અને સૂનું સૂનું બની ગયું છે. તેમજ વનનાં પશુ પંખી, વૃક્ષો અરે હવા પણ મુરજાઇ ગઇ છે! માટે આપને વિનંતી કરીએ છીએ કે જો તે પચરંગી માછલીઓને આપ આઝાદ કરો તો આપનો બહુ મોટો ઉપકાર થશે. રાજાએ નગરવાસીઓના ચહેરાના હાવભાવ જોયા. મનોભાવ વાંચ્યા. કે આ નગરવાસીઓ તદ્દન વ્યાજબી અને સાચી જ રજુઆત કરે છે. આથી તેમને પણ લાગ્યું કે ખરેખર તેમણે પચરંગી માછલીઓને મહેલના હોજમાં લાવી ગંભીર ભૂલ કરી છે! આથી તરત જ તેણે સિપાહીઓને આદેશ કર્યો જાઓ મહેલનાં હોજમાં રહેલ તમામ પચરંગી માછલીઓને તેના મૂળ સ્થાને છોડી આવો! આદેશ થતાં જ સિપાહીઓ પોતાની ફરજમાં લાગી ગયા. રાજાની ઉદારતા અને નમ્રતા ઉપર નગરવાસીઓ ખૂબ જ ખુશ થઈ ઉઠ્યા. અને રાજા પ્રતાપસિંહની જય બોલાવી.

થોડા સમય બાદ પચરંગી તળાવ પુનઃ પહેલાંની જેમ જ ખીલી ઉઠ્યું. ફરી ત્યાં આગળ પચરંગી માછલીઓ આનંદ કિલ્લોલ કરતી થઈ ગઈ. નગરવાસીઓ, પશુ પંખી, પ્રાણીઓ અરે વૃક્ષો, હવા વગેરે પણ ખૂબ જ પ્રફુલ્લિત થઈ ઉઠ્યા.

આમ, પચરંગી તળાવ પાસેનું વાતાવરણ પુનઃ રોનકમય રોશનીમય અને રંગીનમય બની ગયું.



# સોનેરી બુલબુલ



ઘણા સમય પહેલાંની વાત છે. એક નગર હતું. જેનું નામ હતું વૈશાલીનગર. એક ખૂબ જ સમૃદ્ધ અને પ્રગતિયુક્ત નગર હતું.

વૈશાલીનગરના રાજાનું નામ હતું ભુપતસિંહ. રાજા ભુપતસિંહ એ તેના મહેલના પાછળના ભાગમાં એક સુંદર મઝાનું પશુ પંખીઓ માટેનું સંગ્રહાલય બનાવ્યું હતું. જેમાં જાત જાતના અને દેશ વિદેશનાં પશુ પંખીઓને વસાવ્યાં હતાં. નિલગીરી પોપટ, લીલા લીલા હરણા, કાળિયાર સાબર, ચિત્તા, વાઘ, હાથી, સફેદ મોર, બતક, હંસ, સારસ, બગલા,કાચબા, મગર વગેરે નો વિશાળ કાફલો પ્રાણી સંગ્રહાલયમાં આવેલ હતો.

રાજા ભૂપતસિંહ પશું પંખીઓ પ્રત્યે અપાર સ્નેહ રાખતા હતા.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. મંદ મંદ હવા લહેરાઈ રહી હતી. ખુશ્નુમા વાતાવરણ હતું. આવા અનમોલ સમયે રાજા ભૂપતસિંહ તથા તેમના પરિવાર તેમના બગીચામાં બેઠાં હતાં. તેમના પરિવારમાં રાણી સાહેબા, તેમજ બે પુત્રો હતા. જેમાં એકનું નામ હતું તેજસિંહ અને બીજાનું નામ વીરસિંહ હતું. બંન્ને રાજકુમારો ને પણ પશુ પંખીઓ અતિપ્રિય હતાં.

અચાનક એક સોનેરી બુલબુલ ક્યાંકથી ઉડતું ઉડતું આવ્યું અને રાજાના સુંદર મઝાના બગીચામાં એક વિશાળ વૃક્ષ ઉપર જઈને બેઠું અને ખૂબ જ સુરીલા અને મીઠા મધ જેવાં સ્વરે ગીતો ગાવા લાગ્યું. અચાનક રાજા ભૂપતસિંહની નજર ગીત ગાતા સોનેરી બુલબુલ ઉપર પડી.

રાણીસાહેબા તેમજ બંન્ને રાજકુમારોની નજર પણ સોનેરી બુલબુલ ઉપર પડી આહ! આ...શું? શું ખરેખર આવું અદ્‌ભૂત, અલૌકિક અનેક સુંદર મઝાના સૂરીલા ગીતો ગાતું સોનેરી બુલબુલ આ ધરતી ઉપર હોઈ શકે ખરું? કે પછી આ કોઈ દેવલોકમાંથી ઉતરી આવેલ કોઈ સોનેરી બુલબુલ હશે? આવી અનેક કલ્પનાઓ બધા કરવા લાગ્યાં.

અચાનક બંન્ને રાજકુમારો એક સાથે જ બોલી ઉઠ્યા પિતાજી, આ સોનેરી બુલબુલ આપણા મહેલમાં જો હોય તો સ્વર્ગનો આનંદ આપણને અહિં જ પ્રાપ્ત થાય? રાણી સાહેબા, પણ બોલી ઉઠ્યાં હા, મહારાજ, આ સોનેરી બુલબુલ ને આપણા મહેલમાં અવશ્ય રાખવા જેવું જ છે. બધી બાજુથી આગ્રહ થતા રાજા ભૂપતસિંહે સિપાહીઓને બોલાવ્યા અને આદેશ કર્યો જાઓ, પેલા વૃક્ષ ઉપર બેસી મધુર ગીત ગાઈ રહેલ સોનેરી બુલબુલ ને સહીસલામત રીતે મહેલમાં લઈ આવો. આદેશ થતાં જ સિપાહીઓ ઉપડ્યા અને જે વૃક્ષ ઉપર સોનેરી બુલબુલ બેઠું હતું ત્યાં આગળ જઈ પહોંચ્યા.



સોનેરી બુલબુલ ખૂબ જ આનંદપૂર્વક અને ખુલ્લા હૃદયે પ્રકૃતિનો અનેરો આનંદ ઉઠાવી ખૂબ જ મીઠાં અને સૂરીલા સ્વરે ગીતો ગાઈ રહ્યું હતું. તેણે કશી કલ્પના પણ કરેલ નહીં હોય કે થોડા સમયમાંજ તેની સુખદ આઝાદીનો દુઃખદ અંત આવશે! મનુષ્ય પોતાના નીજી, અલ્પ સ્વાર્થ ખાતર થોડી લાલચમાં કોઈની મધુર પ્રાકૃતિક જીંદગી ઉપર પોતાનો હક્ક સ્થાપિત કરી દેતો હશે.

સોનેરી બુલબુલ મન મોહક અદામાં ગીતો ગાઈ રહ્યું હતું. અચાનક સિપાહીઓના લોખંડી પંજા સોનેરી બુલબુલ તરફ લંબાયા. અને સોનેરી બુલબુલ સાવચેત થાય તે પહેલાં જ સિપાહીઓએ તેને પકડી લીધું.

અને તેને લઈ જઈને સોનાના પાંજરામાં કેદ કરી દીધું.

બંન્ને રાજકુમારોને જ્યારે જાણ થઈ કે સોનેરી બુલબુલને કેદ કરવામાં આવેલ છે ત્યારે તેમના આનંદનો કોઈ પાર ન રહ્યો. તુરંત તેઓ સોનેરી બુલબુલના પિંજરા પાસે પહોંચી ગયા અને જઈને જોયું તો આ શું? સોનેરી બુલબુલ ખૂબ જ ઉદાસ અને દુઃખદ ચહેરે તેમજ ચિંતાગ્રસ્ત સ્થિતીમાં બેઠું હતું. પાસે જ ફળોનો ઢગલો પડ્યો હતો પરંતુ તે બધું તેના માટે વ્યર્થ જ હતું ને? કારણ કે તેની મહામુલી મધુર અને નૈસર્ગિક જીંદગી છીનવાઈ ગઈ હતી ને! હવે કૃત્રિમ અને બંધીયાર જિંદગીની શરૂઆત થતી હતીને? બંન્ને રાજકુમારોએ તેને મીઠું ગીત ગાવાનું કહ્યું સોનેરી બુલબુલ બોલ્યું હે રાજકુમારો, અમારી નૈસર્ગિક અને કુદરતી જીંદગી છીનવી લીધા પછી અમો અમારી ગીત ગાવાની મૌલિક શક્તિ સાવ ગુમાવી દઈએ છીએ! હવે અમોને ગીતો ગાવામા બિલકુલ રસ નથી! આ સાંભળી બંન્ને રાજકુમારો, વિચારમાં પડ્યા. શું આ સોનેરી બુલબુલ ને કેદ કરીને તેઓએ કશી ગંભીર ભૂલ તો નહોતી કરીને! શું તેમની આઝાદી ખરેખર છીનવી લીધી છે? હા, ખરેખર તેઓએ સોનેરી બુલબુલની સોનેરી જીંદગી ને જ કેદ કરી છે ને? ખુલ્લા આકાશમાં

વિહરતાં આ ભલા ભોળા અને મુક્ત પંખીને તેઓએ કાળ કોટડીમાં જ પૂરી દીધું છેને?

ખલાસ! આ સુવિચાર અને જ્ઞાનપ્રાપ્ત થતાં જ તેઓ બંન્ને રાજકુમારો મહારાજ, પાસે પહોંચી ગયા અને જઈને મનમાં ઉદ્ભવેલ વિચારો રજૂ કર્યા આ સાંભળી રાજા ખૂબ જ ખુશ થઈ ઉઠ્યા તેમની આંખોમાં પસ્તાવાનાં આંસુઓ ઉભરાઈ આવ્યાં. તેમને પણ હવે બુદ્ધિમાન થયું હતું.

હા, કુદરતના અલૌકિક ખોબામાં ખેલતા પશું પંખીઓને પોતાના નીજી સ્વાર્થ ખાતર કેદ કરી તેમની અણમોલ આઝાદી છીનવી લીધા બદલ તેમને હવે ખૂબ જ પસ્તાવો થવાં લાગ્યો. પછી તુરંત જ તેમણે સિપાહીઓને બોલાવ્યા અને આદેશ કર્યો જાઓ, આ સોનેરી બુલબુલ સાથે જ બીજા અન્ય તમામ પશુ પંખીઓને પણ પ્રાણી સંગ્રહાલયમાંથી મુક્ત કરી વનમાં છોડી આવો!

રાજા ભૂપતસિંહનો આદેશ થતાં જ સિપાહીઓ તેનું પાલન કરવાં દોડ્યા. પ્રાણી સંગ્રહાલય તરફ અને થોડીવારમાં તો તમામ પશુ પંખીઓ વનમાં વિહાર કરતાં થઈ ગયાં.

સોનેરી બુલબુલ એ રાજા ભૂપતસિંહ રાણીસાહેબા તેમજ બંન્ને રાજકુમારોનો આભાર માન્યો. રાજા ભૂપતસિંહની આંખોમાં સ્નેહનાં આંસુઓ ઉભરાઈ આવ્યાં.

ત્યારબાદ સોનેરી બુલબુલ ગહેકતું ગહેકતું અને મીઠાં મધુર સ્વરોમાં ગીતો ગાતું મુક્ત ગગનમાં વિહાર કરવા ઉપડી ગયું.



# ભોલાની ભલાઈ



એક રળિયામણું ગામ હતું. તે ગામમાં ભોલા નામનો છોકરો હતો તેના પિતા નાનપણમાં ગુજરી ગયા હતા. તેથી તે ભોલો તેની માતા સાથે રહેતો હતો. ભોલો ખરેખર તેના નામ પ્રમાણે જ ભોલો હતો. નામના દરેક લોકો ભોલાને ખૂબ જ ચીડવતા હતા. કારણ કે તે દિન રાત કંઈને કઈ છબરડા કર્યા જ કરતો હતો આડોશી પાડોશી તેને કંઈ વસ્તુ લાવવા માટે કામ ચીંધતા પરંતુ ભોલો હર વખતે ભળતી જ વસ્તુઓ ઉપાડી લાવતો. આથી ગામ આખામાં તે હાંસીને પાત્ર બની ગયો હતો.

એક દિવસની વાત છે. તે ગામમાં એક સર્કસ આવ્યું હતું. તે સર્કસ જોવા માટે ગામ આખું ઉમટ્યું હતું. તે સર્કસના દરેક શો હાઉસ્ફુલ જઈ રહ્યા હતા. ભોલો અને આડોશી પાડોશી મિત્રો સાથે સર્કસ જોવા બેઠા હતા. રીંગ માસ્તર સિંહ પાસે જાત જાતના અને

ભાત ભાતના ખેલ કરાવી રહ્યો હતો. રીંગ માસ્તરના હાથમાં હંટર સટાકા મારી રહ્યું હતું. સિંહની આવી બંધીયાર અને દુઃખદ દશા જોઇ ભોલાથી રહેવાયું નહીં અને તે સીટ ઉપર ઉભો થઈને બરાડી ઉઠ્યો અરે એય રીંગ માસ્તર તું હન્ટર લઈને સિંહને શું કામ પજવી રહ્યો છે તારામાં હિંમત હોય તો તું વગર હન્ટરે તેની સામે જાને!

અચાનક પ્રેક્ષકગણમાંથી આવો બેહુદો અને વિચિત્ર સવાલ થતાં રીંગ માસ્તર ઉકળી ઉઠ્યો. ભોલાના મિત્રો પણ ભોલા ઉપર ધુંધવાઈ ઉઠ્યાં અને બોલ્યા ચુપરે ભોલા આતો સર્કસનો ખેલ છે.

પરંતુ ભોલો શાંત બેસી ન રહ્યો. તે તો જોર શોરથી બુમો પાડવા લાગ્યો. અંતે સર્કસના મેનેજરે ડોર કીપરને બોલાવી ભોલાને સર્કસ બહાર તગેડી મૂક્યો. ભોલાના મિત્રોએ મનોમન નક્કી કર્યું કે હવેથી ભોલા સાથે કોઇ દિવસ સર્કસ જોવા જવું નહીં!

થોડા દિવસ બાદ એક વખત રાત્રીના સમયે તે ગામમાં કેટલાક ધાડ પાડુઓ આવ્યા. ભોલો તે સમયે અગાસી ઉપર લટાર મારવા નીકળ્યો હતો. તેની નજરે કેટલાક ધાડપાડુઓ ચડ્યા આથી તે ચુપકીદીથી બહાર નીકળ્યો અને સીધો પોલીસ સ્ટેશને ગયો અને જઈને ઈન્સ્પેક્ટર સાહેબને ધાડ પાડુઓ વિશે વાત કરી પરંતુ ઈન્સ્પેક્ટર સાહેબ તથા અન્ય કોન્સ્ટેબલો ભોલાની વાત સાંભળી પેટ પકડીને હસવા લાગ્યા અને બોલ્યા અરે મુર્ખ ભોલા, તને સ્વપ્ન આવ્યું હશે! જા જા ઘરે જઇ ગોદડું ઓઢીને સુઇજા! આ ગામમાં કોઇ દિવસ ધાડપાડુઓ આવ્યા છે તે આજે આવે! ભોલાએ તેઓને ઘણી વિનંતી, આજીજી કરી પરંતુ તેની વાત માનવા કોઇ તૈયાર ન હોતું.



અંતે ભોલો થાકી હારીને પોતાના ઘર તરફ ચાલતો થયો અને ઘરે આવી સુઇ ગયો.

સવાર પડી ગામ આખામાં હાહાકાર અને દેકારો મચી ગયો. વર્તમાન પત્રોમાં મોટા અક્ષરે ચોરી ધાડ પાડુઓની વિગતે માહિતી આવેલ હતી. ગામમાં પોલીસ સ્ટેશન હોવા છતાં ધાડપાડુઓ ચોરી કરી ગયા હતા. આ ઘટના વાંચી ઈન્સ્પેક્ટર સાહેબ, કોન્સ્ટેબલોના ચહેરા ઉપર દુઃખ છવાઇ ગયું. કાશ, રાત્રીના જો ભોલાની વાત સાચી માની ધાડપાડુઓ વિશે તપાસ કરાવી હોત તો આ ગામ લુંટાતું બચી જાત!

તેમજ પોલીસની આબરૂનું લિલામ થતું અટકી જાત! પરંતુ હવે થાય પણ શું? રાત ગઇ શો બાત ગઇ!

ભોલાએ સવારે વર્તમાનપત્રોમાં આ ધાડપાડુઓ વિશે વાંચ્યું ત્યારે તેને પણ ખૂબ જ દુઃખ થયું. જો પોતાની વાત ઈન્સ્પેક્ટર સાહેબે સાચી માની હોત તો આજે આ ગામની આવી દુઃખદ પરિસ્થિતિ ન હોત!

ત્યારબાદ ભોલાએ મનોમન દ્રઢ સંકલ્પ કર્યો કે આજ પછી પોતે સંપૂર્ણ પણે ધીર ગંભીર બની જશે. જેથી લોકો તેનામાં વિશ્વાસ મુકે તેમજ તે કોઇને પણ કંઇ વાત કરે તે તેને ગંભીરતાથી લક્ષ્યમાં લ્યે!

આમ તે ઉપરોક્ત ઘટના પછી ભોલો સંપૂર્ણપણે સુધરી ગયો. આડોશી પાડોશી તેનામાં વિશ્વાસ મૂકવા લાગ્યા. તેમજ તેના મિત્રોમાં તે ખૂબ જ પ્રિય થઇ પડ્યો. તેના મિત્રોએ પછી તેનું નામ ભોલાને બદલે ભોલા શંકર પાડ્યું ભોલાનો આનંદ સમાતો ન હોતો.

# શ્યામની સુંદર વાંસળી



એક સુંદર મઝાનું ગામ હતું. અને તે ગામનું નામ હતું નંદનવન! નંદનવનમાં રહેતા લોકો ખૂબ જ એક સંપથી તેમજ હળી મળીને રહેતા હતા.

નંદનવનમાં શ્યામ નામનો એક ભોળો છોકરો તેનાં વૃદ્ધ માતા પિતા સાથે રહેતો હતો. તેનાં વૃદ્ધ માતા પિતાની ખાસ આમદાની ન હોતી. આથી તેમનું ભરણ પોષણ પણ માંડ માંડ થઈ શકતું. આ જોઈ શ્યામ ખૂબ જ દુઃખી દુઃખી થઈ ઉઠતો. પરંતુ તે નાનો હોવાથી વધુ થાય પણ શું?

શ્યામને વાંસળી વગાડવાનો ખૂબ જ શોખ હતો. તેની વાંસળીમાંથી સંગીતના જાદુઈ સૂરો નીકળતા હતા. આથી નંદનવન આખું શ્યામની વાંસળીના શૂરો સાંભળવા માટે ઉમટી પડતું હતું.

એક દિવસની વાત છે. ઉનાળો આખો પસાર થઈ ગયો





હતો. પરંતુ વરસાદનું એક ટીપું પણ વરસ્યું ન હોતું. પાણી વગર દર બે દર ભટકવાં લાગ્યાં. નંદનવનમાં સૂનકાર વ્યાપી ગયો હતો. નદી નાળાં સૂકાઈને ખાખ થઈ ગયાં હતાં. અર્ધું ચોમાસું પુરું થઈ ગયું હતું. પરંતુ ક્યાક કરતાં ક્યાંય પણ વરસાદ વરસ્યો નહીં. આથી અનેક પશુ પંખીઓ પાણી વગર તરફડવા અને મરવા લાગ્યાં. આ જોઈને શ્યામને ખૂબ જ દુઃખ થયું. સહસા તેની નજર વાંસળી ઉપર પડી અને...અને...મગજમાં કશાક ચમકારો થયો. વિચારોનાં વાદળો ઉમટી પડ્યાં. ત્યારબાદ તે ઝડપથી વાંસળી તરફ વળ્યો. અને વાંસળી ઉચકીને તે ગામનાં ચોરા તરફ ઝડપથી ચાલવાં લાગ્યો.

સંધ્યાનો સમય હતો. સૂકી હવા લહેરાઈ રહી હતી. ગામના ચોરા ઉપર ગામના સરપંચથી તેમજ વિશાળ સંખ્યામાં ગામલોકો ચિંતિત ચહેરે એકઠા થઈને ઉભા હતા.

હા, ચિંતાનો મુખ્ય વિષય હતો. પાણી પાણી વગર હવે કરવું શું? શું આ નંદનવન છોડીને અન્યત્ર ચાલ્યા જવું પડશે? આમ, ગામલોકો ગંભીર પણે વિચારી રહ્યા હતા.

બરોબર આવા સમયે શ્યામ પોતાની પ્રિયવાંસળી લઈને ગામના ચોરાની વચ્ચો વચ્ચ આવી પહોંચ્યો. આ જોઈ ગામ લોકો વિચારમાં પડી ગયા. કે અત્યારે ગામ ઉપર પાણી માટેની ભયંકર સમસ્યા ખડી છે અને આવા વિકટ સમયે આ શ્યામલો વાંસળી લઈને શું કરવાં આવ્યો છે? શ્યામ ગામ લોકો વચ્ચે જઈને વિનમ્ર સ્વરે બોલ્યો. વડીલો મુરબ્બીઓ, તમારે પાણી અને વરસાદ જોઈએ છે ને? આ સાંભળી ઘડી ભરતો લોકો શ્યામ ઉપર ધુંધવાઈ ઉઠ્યા. ત્યારબાદ બોલ્યા હા કેમ? શ્યામ બોલ્યો જુઓ, પહેલાં મને બેસવા માટે થોડી જગ્યા કરી આપો. ત્યારબાદ એક સરસ્વતી માનો ફોટો

લઈ આવો અને સાથે શુદ્ધ ઘીનો દીવો અને થોડી અગરબત્તી મંગાવી આપો!

શ્યામની વાત સાંભળી ગામના સરપંચને લાગ્યું કે શ્યામ જે કાંઇ કરે છે કશુંક નક્કર વિચારીને જ કરતો હશે ને? ત્યારબાદ સરપંચે એક વ્યક્તિને મોકલી શ્યામે સૂચવેલ વસ્તુઓ તુરંત લઈ આવ્યો. ત્યારબાદ શ્યામે પૂર્વ દિશામાં સરસ્વતીમાનો ફોટો રાખ્યો અને પછી દીવા અગરબત્તી કર્યાં. આથી ચારે બાજુ પવિત્ર શુદ્ધ સુગંધ ઉભરાઈ આવી. ગામલોકો શ્યામની વિધિને જોઈ રહ્યા. બાદમાં શ્યામે વાંસળીને સરસ્વતી માના ચરણ કમળોનો સ્પર્શ કરાવી અને પછી પોતાના હોઠે લગાડી અને તેમાંથી સંગીતનાં મીઠા મધુર શૂરોને હવામાં વહેતા મૂક્યા. હા, તે મેઘમલ્હાર રાગ ને હવામાં ગુંજતા કરવા લાગ્યો. જાણે તેની વાંસળીમાં મા સરસ્વતીએ આવીને વાસ ના કર્યો હોય! તેમ શ્યામની મધુર વાંસળીમાંથી મેઘ મલ્હારમા મીઠાં શૂરો વહેવા લાગ્યા. ગામલોકો આભા બની શ્યામની વાંસળીના મીઠા શૂરોને પોતાનું દુઃખ ભૂલી સાંભળવા લાગ્યા. અને...અને...ગામલોકોના આશ્ચર્ય વચ્ચે વાતાવરણમાં એકાએક પરિવર્તન આવ્યું. ભેજવાળી હવા વિજાવા લાગી. ધીરેધીરે આકાશમાં વરસાદનાં કાળાં વાદળાઓ પોતપોતાનું સ્થાન ગ્રહણ કરવા લાગ્યા. વીજળી ચમકવા અને દમકવા લાગી. અચાનક આવું રોનકમય, વરસાદમય વાતાવરણ જોઈ ગામલોકોના ચહેરા આનંદિત થઈ ઉઠ્યા અને શ્યામની વાંસળીમાંથી વહેતા સંગીતના શૂરોને સાંભળી નિરખી રહ્યા.

અને ધીરે ધીરે આકાશમાંથી અમૃતતુલ્ય અમીધારા વહેવાં લાગી. અને જેમ જેમ શ્યામની વાંસળીના મધુર શૂરો ઉંચો થવા લાગ્યા. તેમ તેમ વરસાદનું જોર વધવા લાગ્યું. અને પછી તો



વરસાદે પોતાનું અસલ રૂપ ધારણ કરી પૃથ્વીને તર બતર કરવા લાગ્યો. ગામલોકો મન ભરીને આ અનોખું, અલૌકિક દ્રશ્ય વરસાદમાં પલળતા નિહાળી રહ્યા હતા. શ્યામની આંખો માં પ્રેમનાં આંસુઓ ઉભરાવાં લાગ્યાં. ગામલોકો અહોભાવપૂર્વક શ્યામને જોઇ જ રહ્યા. વાહ...! ઈશ્વની અદ્‌ભૂત લીલા છે ને કંઈ! તેમજ, આજે આ શ્યામ તેમની વહારે આવ્યો ન હોત ને...તો...તો...આજે આ ગામ છોડવાનો વખત જ આવ્યો સમજવાનો હોત! આ રીતે ગમલોકો વિચારી રહ્યા હતા.

પૃથ્વી ઉપર પુષ્કળ પ્રમાણમાં પાણી વરસી પડ્યું હતું. આ જોઈ શ્યામે વાંસળીને વાગતી બંધ કરી અને પછી તે મા સરસ્વતીને વંદી રહ્યો. તેનું ગામલોકોએ અનુકરણ કર્યું. ગામલોકો પણ મા સરસ્વતીને વંદી રહ્યાં. ત્યારબાદ ગામલોકોએ શ્યામની જય બોલાવી આ સાંભળી શ્યામ બોલી ઉઠ્યો. અરે...અરે...મારી જય બોલાવવાની ના હોય પરંતુ મા સરસ્વતી દેવી ની જય બોલાવાય સમજ્યા! તો બધાં બોલો મા સરસ્વતી દેવીની જય ના નારાથી સમગ્ર વાતાવરણ ગુંજી ઉઠ્યું.

આમ ઉપરોક્ત ઘટના બાદ નંદનવન ખરેખર તેના નામ પ્રમાણે જ નીરખી ઉઠ્યું. ચારે તરફ નદી નાળાં સરોવરો છલકાઈ ઉઠ્યાં. સર્વત્ર લીલોતરી ઓથી હર્યુંભર્યું ગામ થઈ ઉઠ્યું. વૃક્ષો, પશુ પંખીઓ આનંદ કિલ્લોલ કરવા લાગ્યાં. ગામલોકોના ચહેરા પુનઃ ચેતનવંતા અને રોનકમય થઈ ઉઠ્યા.

બાદમાં શ્યામ પણ સંગીતની દુનિયામાં તેની મધુર વાંસળી નાં મીઠા શૂરોથી પ્રખ્યાત થઈ ઉઠ્યો. તેને પણ પછી નામ, દામ મળવાં લાગ્યાં. આ જોઈ તેમના માતા પિતા મા સરસ્વતી દેવીને મનોમન વંદી રહ્યાં.

# નકલી સાધુ



એક સુંદર મઝાનું ગામ હતું. તે ગામમાં રોનક અને કેતન નામના બે મિત્રો રહેતા હતા. અને તે બંન્ને ખૂબ જ હોંશિયાર અને બુદ્ધિશાળી પણ હતા.

એક દિવસની વાત છે. સંધ્યાનો સમય હતો. રોનક અને કેતન બંન્ને ગામની વચ્ચે આવેલ વિશાળ વડના વૃક્ષની વડવાઈઓ પકડી હિંચકા ખાઇ રહ્યા હતા. કે અચાનક ત્યાં આગળથી એક સાધુ મહારાજ પસાર થયા. ભગવા વસ્ત્રો, સફેદ જટા દાઢી મૂંછમાં તેમનો સમગ્ર દેખાવ ખૂબ જ પ્રભાવશાળી લાગી રહ્યો હતો. તેમના એક હાથમા ચીપીયો પકડી અલક નિરંજન કરતા વડનાં વૃક્ષની પાસેથી પસાર થયા. સહસા રોનકની નજર તેમના ઉપર પડી. આથી તેના મનો જગતમાં હલચલ મચી ગઈ. તે સાધુ મહારાજ તેને ભેદી અને રહસ્યમય લાગ્યા. આ વાત તેણે તેના મિત્ર કેતનને કરી. અને..અને...કેતનને પણ લાગ્યું કે રોનકની વાતમાં કંઇક તથ્ય





જરૂર છે! ત્યારબાદ બંન્નેએ નક્કી કર્યું કે તે સાધુ મહારાજનો પીછો કરવો જ પડશે!

તે સાધુ મહારાજ અલખ નિરંજન કરતાં દુકાને દુકાને ફરી રહ્યા હતા. અચાનક એક સોનીની દુકાન આવી. તે દુકાનમાં સોના ચાંદીના દાગીના કાચની કેબીનમા લટકી રહ્યા હતા. દુકાનમાં શેઠ એકલા જ બેઠા હતા. અન્ય કોઈ પણ તે દુકાનમાં ન હોતુ! તે સાધુ મહારાજ સોનીની દુકાનમાં પહોંચી ગયા. અને પછી શેઠને ઉદ્દેશીને બોલ્યા. અલક નિરંજન શેઠજી! બીજું તમો ખૂબ જ ભાગ્યશાળી છો હો! શેઠ ચમક્યા અને પછી પ્રભાવશાળી ચહેરો અને વસ્ત્રો ધરાવતા સાધુ મહારાજને જોઇ તેણે તેમને મીઠો આવકાર આપ્યો.

સહસા, તે સાધુ મહારાજે શેઠજીનો હાથ પકડીને તેના હાથની ભાગ્ય રેખા જોવા લાગ્યા. અને થોડીવાર રહી પછી બોલ્યા. વાહ...! શેઠજી વાહ...! શું તમારા હાથની ભાગ્યરેખા છે! તમારી આયુષ્ય રેખા ઘણી જ લાંબી અને તંદુરસ્ત છે હો? વાહ? તમારા હાથમા, ભાગ્યમાં ધન પણ ઘણું જ છે! સાધુ મહારાજની લોભામણી, લલચામણી વાણીના પ્રભાવથી શેઠ પાણી પાણી થઈ ઉઠ્યા. મનોમન તે અનેક રંગી ન કલ્પનાઓ કરવા લાગ્યા. વાહ...! ધન તો ઘણું જ છે. અને હજુ પણ ધન લક્ષ્મી આવશે વાહ...?

અચાનક સાધુ મહારાજ બોલ્યા શેઠજી, મહેરબાની કરીને થોડું પાણી તો પીવડાવો! તુરંત જ ઉભા થઇ અંદરના ભાગમાં રાખેલ પાણી ભરવા ચાલ્યા. આ જોઇ સાધુએ ઊંચી આંખો કરી આસપાસ નજર કરી. ત્યારબાદ તે કાચની કેબીનમાંથી સોના ચાંદીના દાગીના ઝડપથી ભેગાં કરવા લાગ્યો. દૂર વૃક્ષ પાછળ

છુપાયેલ રોનક અને કેતન સાધુ મહારાજની આવી હરકત જોઈ ચોંકી ઉઠ્યાં. હા, તેમની શંકા સાચી પડી હતી! આ કોઈ અસલી સાધુ ન હોતા! પરંતુ નકલી સાધુ બલકે કોઈ ગઠીયો ખોટાં વસ્ત્ર પરિધાન કરી ચોરી કરવા આવ્યો હતો! અને હવે તો ગઠીયાનો પીછો કરવો જ પડશે! આમ વિચારી રોનક કેતન સાવચેત થઈ તે નકલી સાધુનો પીછો કરવા તૈયાર થઈ ગયા.

તે સાધુ સોના ચાંદીના દાગીના એકઠા કરી જોળીમાં નાંખી તે ભાગ્યો. રોનક કેતન તેનો પીછો કરવા લાગ્યા. જ્યારે શેઠજી પાણી ભરીને પાછા આવ્યા અને પછી સાધુ મહારાજને દુકાનમાં નહીં જોતાં તેઓ ચોંકી ઉઠ્યા અને આસપાસ નજર કરી તો તેની છાતી બેસી ગઈ. આહ...! આ શું? સોનાં ચાંદીના દાગીના ગયા ક્યાં? શું તે સાધુના સ્વાંગમાં ગઠીયો હતો? બાદમાં તે ગભરાટના માર્યાં પોલિસ સ્ટેશન તરફ ઝડપથી ચાલવા લાગ્યા.

જ્યારે આ તરફ નકલી સાધુ ઝડપથી જંગલ તરફ ચાલવા લાગ્યો.

જંગલમાં આવી તે એક અંધારી ગુફામાં ચાલ્યો ગયો. રોનક કેતન દૂર ઉભા રહી ગયા. અને પછી બંન્નેએ નક્કી કર્યું કે આ લુચ્ચા ગઠીયાની જાણ પોલિસને કરવી જ જોઈએ! ત્યારબાદ તેઓ બંન્ને પોલિસ સ્ટેશને આવ્યા. અને ઈન્સ્પેક્ટર સાહેબને નકલી સાધુ વિશે સંપૂર્ણ પણે વાત કરી. આ સાંભળી ઈન્સ્પેક્ટર સાહેબ ઉભા થઈ ગયા. બાજુમાં જ શેઠજી માથા ઉપર હાથ રાખી બેઠા હતા. રોનક કેતનની વાત સાંભળી તેઓ પણ ઉભા થઈ ગયા.



બાદમાં રોનક કેતન ઈન્સ્પેક્ટર સાહેબ, કોન્સ્ટેબલો તેમજ શેઠજી વગેરે જંગલ તરફ ચાલી નીકળ્યા અને જંગલમાં આવી ગુફાને ચારે તરફથી ઘેરી લીધી જ્યારે ઈન્સ્પેક્ટર સાહેબ રીવોલ્વર લઈ સીધા ગુફામાં ઘસી ગયા. જ્યાં આગળ નકલી સાધુ ભર ઉંઘમાં સૂતો હતો. નકલી દાઢી મૂછોનો ઢગલો એક તરફ પડ્યો હતો તેમજ શેઠજીની દુકાનમાંથી લૂટેલ સોના ચાંદીના દાગીના એક ખૂણામાં જોળી માં પડ્યા હતા. આછો આછો દીવો બળતો હતો. નકલી સાધુ એ આવી કશી કલ્પનાઓ કરેલ નહીં હોય કે પોલિસ કાફલો આ રીતે ઘસી આવશે!

ત્યારબાદ પોલિસ ઈન્સ્પેક્ટર સાહેબે તે નકલી સાધુને ઉઠાડ્યો. અચાનક સામે ઈન્સ્પેક્ટર સાહેબને રીવોલ્વર સાથે સામે ઉભેલ જોઈ. ગઠીયો ભયનો માર્યો ભાગવા લાગ્યો. પરંતુ તે પહેલાં જ ઈન્સ્પેક્ટર સાહેબે તેને પકડી લીધો. કોન્સ્ટેબેલોએ તેને હાથ કડી પહેરાવી દીધી.

આમ, તે નકલી સાધુ ને પકડીને પોલિસ સ્ટેશને લઈ જવામા આવ્યો. તેમજ મુદ્દામાલ કબજે કરવામાં આવ્યો. શેઠજીને તેના સોના ચાંદીના દાગીના પાછા સોંપવામા આવ્યા. શેઠજીએ રોનક કેતનને ઈનામ આપ્યું. ગામ આખામાં રોનક કેતનની વાહ...વાહ...થઈ ઉઠી. દૈનિક પેપરોમાં રોનક કેતનની બહાદૂરીના સમાચાર તેમના ફોટા સાથે આવ્યા.

તો દરેક બાળકોએ જીવનમાં બહાદૂરી, સાહસિકતા અને હિંમત રાખવી જ જોઈએ!

# અંગૂઠિયો પોપટ



એક વિશાળ આંબાનું વૃક્ષ આવેલ હતું. તે વૃક્ષ ઉપર પુષ્કળ પ્રમાણમાં મધ મીઠી કેરીઓ આવેલ હતી. ઉપરાંત તે આંબાના વૃક્ષ ઉપર અનેક પ્રકારનાં રંગ બે રંગી પંખીઓ જેવાં કે મેના પોપટ, કાબર કોયલ, બુલબુલ, સુગરી, હોલો હોલી, તેતર, બપૈયો, મોર ઢેલ વગેરે ખૂબ જ આનંદ પૂર્વક અને એક સંપથી રહેતાં હતાં.

એક દિવસની વાત છે. સંધ્યાનો સોનેરી સમય હતો. સૂર્યનારાયણનો પ્રભાવ ધીરે ધીરે ઘટતો જતો હતો. આંબાના વૃક્ષ ઉપર બેઠેલાં પ્રકૃતિ પ્રેમી ભોળા પંખીઓ આનંદનો આલાપ છેડતાં બેઠાં હતાં. અચાનક ત્યાં આગળથી રાજા વિક્રમસિંહ તેમના રસાલા સાથે પસાર થયા. અને સહસા તેમની નજર આંબાના વૃક્ષ ઉપર આનંદનો આલાપ છેડતાં પંખીઓ ઉપર પડી. આથી તેમનાં



મગજમાં ઝબકારો થયો હાં, હાં, જો આટલાં બધાં વૈવિધ્ય સભર રંગ બે રંગી પંખીઓને કેદ કરીને પોતાના પ્રાણી સંગ્રહાલયમાં રાખવામાં આવે તો ભારે મઝા પડી જાય હો! ઉપરાંત મહેલની શોભામાં પણ અભિવૃદ્ધિ થાય. દેશ વિદેશમાં પણ પોતાનું નામ રોશન થાય! આમ વિચારી રાજા વિક્રમસિંહે સિપાહીઓને આદેશ કર્યો કે જાઓ, અને આ આંબાના વૃક્ષ ઉપર બેઠેલાં બધાં પંખીઓને પકડી, પ્રાણી સંગ્રહાલયમાં મૂકી આવો! બસ, ખલાસ! રાજા વિક્રમસિંહનો હુકમ થતા જ બધા સિપાહીઓ એક ખૂબ જ મોટી મજબૂત જાળને લઈ આંબાના વૃક્ષ ઉપર ચડવા લાગ્યા.

આ તરફ નિર્દોષ, ભલા ભોળાં પ્રકૃતિ પ્રેમી પંખીઓ પ્રકૃતિનો અણમોલ આનંદ ઉઠાવતા મીઠાં ગીતો ગાઈ રહ્યાં હતાં. તેઓએ કશી કલ્પના એ કરેલ નહીં હોય, કે આજે તેમની મધુર મીઠી આઝાદીનો કરૂણ અંત આવશે? તેઓ બધાં પંખીઓ પોતાના ગાનમાં તલ્લીન હતાં.

અચાનક સિપાહીઓની મજબૂત જાળ નિર્દોષ પંખીઓ ઉપર આવી પડી તે બધાં પંખીઓ ચોંકી ઉઠ્યાં અને બાદમાં બધાં ગભરાટ અનુભવવા લાગ્યાં. પરંતુ સિપાહીઓ ખડખડાટ હાસ્ય કરતા અને વિજયના નાદમાં બધાં પંખીઓને લઈને વૃક્ષની નીચે આવ્યા અચાનક તે જાળમાંથી એક સોનેરી અંગૂઠિયો પોપટ બહાર નીકળી આવ્યો. આ જોઈ સિપાઈઓ તેને પકડવા માટે દોડ્યા પરંતુ તે ચતુર સોનેરી અંગૂઠીયો પોપટ ઉડીને દૂર ઉંચા વૃક્ષની ડાળીએ જઈને બેઠો ત્યાં આગળ સિપાહીઓ પહોંચી શકે તેમ ન હોતા! અંતે બધાં સિપાહીઓ તે સોનેરી અંગૂઠીયા પોપટ ને પડતો મૂકી અન્ય પંખીઓને લઈને ચાલ્યા, નિર્દોષ પંખીઓ આશાભરી આંખે સોનેરી અંગૂઠીયા પોપટને તાકી રહ્યા હતા. જાણે મૂકપણે કહેતા ન

હોય કે હે પરમ મિત્ર, તું અમોને છોડાવવા માટે પ્રયત્ન કરજે! જવાબમાં જાણે સોનેરી અંગૂઠીયા પોપટે બધાં પંખીઓને આશ્વાસન આપ્યું સાથીઓ તમો ચિંતા કરશો નહીં. હું જરૂર કોઈને કોઈ રસ્તો કાઢીશ જ!

આ તરફ રાજા વિક્રમસિંહને જ્યારે જાણ થઈ કે પેલાં આંબાનાં વૃક્ષ ઉપરનાં બધાં પંખીઓને પકડી પ્રાણી સંગ્રહાલયમાં કેદ કરવામાં આવ્યાં છે. ત્યારે તેમના આનંદનો કોઈ પારન રહ્યો. તેઓ મનોમન રંગીન કલ્પનાઓ કરવા લાગ્યા વાહ...! હવે મારું નામ કિર્તી ખૂબ જ પ્રખ્યાત થશે! દેશ વિદેશના રાજા મહારાજાઓ મારા પ્રાણી સંગ્રહાલયની મુલાકાતે આવશે ત્યારે તેઓ બધા આ સુંદર મઝાનાં રંગ બે રંગી પંખીઓને જોઈ વિસ્મયમાં પડી જશે!

આમ રાજા વિક્રમસિંહ મનોમન અનેક રંગ બે રંગી કલ્પનાઓ કરવામાં ગુંથાઈ ગયા હતા.

અચાનક રાજા વિક્રમસિંહના કાન ઉપર કોઈ પંખીનો અવાજ અથડાયો તે અન્ય કોઈ પંખી ન હોતું પરંતુ તે સોનેરી અંગૂઠિયો પોપટ હતો! તે રાજાના મહેલની ટોંચ ઉપર બેસીને બોલી રહ્યો હતો. રાજા વિક્રમસિંહ સ્વાર્થી! આમ તે સોનેરી અંગૂઠિયો પોપટ સતત બોલ્યા કરતો હતો. સોનેરી અંગૂઠિયા પોપટની આવી કટાક્ષ મય વાણી સાંભળી રાજા વિક્રમસિંહ ક્રોધિત થઈ ઉઠ્યા એ બાદમાં સિપાહીઓને આદેશ કર્યો. જાઓ, આ અંગૂઠિયા પોપટને પાઠ ભણાવો. સિપાહીઓ ઉપડ્યા અને સોનેરી અંગૂઠિયા પોપટને પકડવા ગયા પરંતુ તે પહેલાં જ ચતુર સોનેરી અંગૂઠિયો પોપટ ઉડ્યો અને તે આકાશમાં ઉડતાં ઉડતાં રાજા વિક્રમસિંહને પાઠ ભણાવવા લાગ્યો સિપાહીઓ હારી થાકીને રાજા વિક્રમસિંહની પાસે



પાછા આવ્યા રાજા વિક્રમસિંહ પણ અંતે આ સોનેરી અંગૂઠિયા પોપટની આવી વાણી સાંભળી સાંભળીને થાક્યા વધુમાં તેમને ભય પણ લાગ્યો કે જો આ અંગૂઠિયો પોપટ નગર આખામાં આ રીતે બોલ્યા કરશે ને તો પોતાની આબરૂના કાંકરા થઈ જશે! વધુમાં નગરજનો પોતાની ઉપર ફિટકાર વરસાવશે અને થુંકશે!

ત્યારબાદ રાજા વિક્રમસિંહે તે સોનેરી અંગૂઠીયા પોપટને પૂછ્યું અરે એલા એય અંગૂઠીયા પોપટ, તું શું કરવા મને બદનામ કરે છે! અને તારે જોઈએ છે શું? થોડીવાર રહી સોનેરી અંગૂઠીયો પોપટ બોલ્યો. મહારાજ તમો મારા સાથીઓને પકડીને પ્રાણી સંગ્રહાલયમાં જે કેદ કરેલ છે. તે બધાં ને મુક્ત કરી દ્યો. અન્યથા હું નગર આખામાં તેમજ દેશ વિદેશમાં ફરીને તમારી આબરૂનું લીલામ કરતો રહીશ!

આ સાંભળી રાજા વિક્રમસિંહ માનસિક ભયથી થરથરી ઉઠ્યાં. હા, એક વખત જો આબરૂ ઈજ્જત ગઈ પછી તે પાછી આવતી નથી!

અને આમ, રાજા વિક્રમસિંહે પ્રાણી સંગ્રહાલયમાંથી બધા પંખીઓને મુક્ત કરી દીધા આ જોઈ બધાં પંખીઓ મુક્તિનો આનંદ માણવા ગગનમાં વિહાર કરવા ઉપડી ગયાં. બાદમાં તે બધાં પંખીઓ આંબાનાં વૃક્ષ ઉપર પરત આવ્યાં અને પછી બધાં પંખીઓએ તે સોનેરી અંગૂઠીયા પોપટનો અંતરથી આભાર માન્યો.

બાદમાં બધાં રંગ બે રંગી પંખીઓ સાથે તે સોનેરી અંગૂઠીયો પોપટ પણ આનંદનો આલાપ છેડતાં તે આંબાના વૃક્ષ ઉપર હળીમળીને રહેવા લાગ્યો.

# ગોપાલની જાસુસી



ગોપાલ એક ખૂબ જ હોંશિયાર અને બુદ્ધિશાળી છોકરો હતો. તેમજ તે ને જાસુસીનો અત્યંત શોખ પણ હતો.

એક વખત ગોપાલ પોતાના ઘરની બારી પાસે બેઠો બેઠો એક જાસુસીનું અને રહસ્યમય પુસ્તક વાંચી રહ્યો હતો. એવામાં અચાનક એક સાધુ દરવાજા પાસે આવીને બોલ્યો માઈ ભિક્ષાંન દો! એમ તે સાધુ ત્રણ વખત બોલ્યો ગોપાલે સ્વાભાવિક જ તે સાધુ તરફ જોયું તો તેના મનમાં સાધુ પ્રત્યે વિચિત્ર ભાવો ઉત્પન્ન થયા અને કશુ બરોબર ન થતુ હોય તેમ તેને લાગ્યું. અચાનક જ તેની નજર તે સાધુની વિચિત્ર દાઢી તરફ ગઈ. તો તેને તે સાધુની દાઢી કૃત્રિમ અને બનાવટી લાગી આથી તે સડાક કરતો ઉભો થઈ ગયો





અને તેની અંદર રહેલ જાસુસ સળવળાટ કરી ઉઠ્યો. થોડીવાર રહી તે સાધુ આગળના ઘર તરફ ચાલવા લાગ્યો. ગોપાલે ઝડપથી બુટ પહેરી તે સાધુની પાછળ પાછળ થોડું અંતર રાખી ચાલવા લાગ્યો. તે સાધુ ગામ આખામાં ફરી લોટ વગેરે માગી ગામની બહાર જતા રસ્તા ઉપર ચાલવા લાગ્યો.

ગોપાલ પણ તે સાધુની પાછળ પાછળ પગલાં દબાવતો ચાલવા લાગ્યો અંતે જંગલની વચોવચ એક કુટીર દેખાણી તે સાધુએ આજુબાજુ નજર કરી અને અંતે કોઈ નજરે ન પડતાં તે કુટીરમાં ચાલ્યો ગયો. અને કુટીરનો દરવાજો અંદર જઈ બંધ કરી દીધો. ગોપાલ દૂર ઉભો રહી આ ભેદી હિલચાલ જોવા લાગ્યો. અને વિચારવા લાગ્યો કે હવે કરવું શું? આ સાધુ નક્કી કોઈ બનાવટી અને બદમાશ જેવો લાગતો હતો. તેમજ તેની બનાવટી જટા, નકલી દાઢી મુછ અને લાલાશ પડતી આંખો વગેરે ગોપાલને વિચિત્ર અને ભેદી લાગ્યાં હતાં.

ધીરે રહી ગોપાલ તે કુટીર પાસે ગયો કુટીરની અંદરથી કેટલાક માણસોના બોલવાના અને અટ્ટ હાસ્યના અવાજો આવી રહ્યા હતા.

હા, તે કુટીરમાં કેટલાંક ઠગ બદમાશો રહેતા હતા અને તેઓ ભગવાં વસ્ત્રો નકલી દાઢી, મુંછ, જટા વગેરેએ ધારણ કરી તેઓ દરેક વારાફરતી ગામમાં જઈ ધનાઢ્ય લોકોનાં રહેઠાણનું બરોબર નિરીક્ષણ કરી થોડો સમય ગામ લોકોનો વિશ્વાસ સંપાદન કરી પછી તેઓએ લુંટ કરવાનું આયોજન કર્યું હતું!

અચાનક કુટીરની અંદરના ભાગમાંથી અવાજ આવ્યો નિજાનંદ આજે હું ગામ આખામાં ફરી તે ગામનું બરોબર નિરીક્ષણ

કરીને આવ્યો છું. આ ગામ એક ખૂબ જ સમૃદ્ધ અને પ્રગતિશીલ ગામ છે એટલે આપણને આ ગામમાંથી સારા એવા પ્રમાણમાં માલ મતા હાથ લાગશે! અને બીજુ મારુ માનો તો આજે રાત્રે જ આ ગામમાં લુંટ ચલાવીએ તો?

નિજાનંદ કે જે આ ટોળીનો મુખ્ય સુત્રધાર હતો તે બોલ્યો સદાનંદ, તારી માહિતી સો ટકા સાચી જ છે ને? સદાનંદ બોલ્યો આપણી વાત ક્યારેય ખોટી પડી છે ખરી? આજ સુધીમાં આપણે ઘણાં ગામોને લુટ્યાં છે જેમાં આપણે પુરેપુરી સફળતા જ પ્રાપ્ત કરી છે ને?

ગોપાલ, આ લોકોની વાતચીત ધડકતા હૃદયે સાંભળી રહ્યો હતો . પોતાના મનમાં ઉદ્‌ભવેલી આશંકા સાચી પડી હતી! હા, લોકોની લુંટારુ ટોળી ગામો ભાંગતી હતી અને ગામને પુરેપુરી રીતે બરબાદ અને ખેદાન મેદાન કરી નાખતી એક ખતરનાક ઠગ ટોળી હતી. થોડીવાર રહી ગોપાલ ચુપકીદીથી પોલીસ સ્ટેશન તરફ ચાલવા લાગ્યો. પોલીસ સ્ટેશનમાં જાડેજા સાહેબ બેઠા હતા તેઓ એક ફરજનિષ્ઠ અને ઈમાનદારની છાપ ધરાવતા હતા.

ગોપાલે પોલીસ સ્ટેશને જઈ ઈન્સ્પેક્ટર જાડેજા સાહેબને નમસ્કાર કર્યા ત્યારબાદ પેલી ઠગ ટોળીની અને તેના કારનામાની સઘળી વાત જાડેજા સાહેબને કરી ગોપાલની વાત સાંબળી ઈન્સ્પેક્ટર જાડેજા સાહેબ અચંબામાં પડી ગયા અને થોડીવાર તો તેમણે ગોપાલ તરફ અવિશ્વાસભરી નજરે જોયું. ગોપાલ તુરંત બોલી ઉઠ્યો. ઈન્સ્પેક્ટર સાહેબ હું સોંગદપૂર્વક કહું છું કે આ સત્ય હકીકત છે આપ સાહેબ મારી સાથે ચાલો હું આપને તે ઠગ ટોળીનું રહેઠાણ બતાવું!



ઈન્સ્પેક્ટર જાડેજા સાહેબને ગોપાલની વાત ખરી લાગતાં જ તેમણે તાબડતોબ પોલીસ પાર્ટી તૈયાર કરાવી અને ગોપાલે બતાવ્યા મુજબના રસ્તા ઉપર જીપને મારી મૂકી.

આ તરફ બદમાશો ગામમાં રાત્રીના સમયે ધાડ પાડવાની તૈયારીમાં લાગી ગયા. લગભગ પાંચેક બદમાશો હતા અને દરેકે કાળા રંગનાં કપડાં પહેર્યા હતાં તેઓને કશી કલ્પના કે ડર ન હોતો કારણ કે આ કુટીર સુધી ભાગ્યેજ કોઈ આવતું અને વળી સામાન્ય કુટીર પ્રત્યે લોકોને શંકા કુશંકા કરવા જેવું કશું કારણ હતું નહીં!

કુટીરથી થોડે દૂર ગોપાલે પોલીસ જીપ ઉભી રખાવી જેથી બદમાશો ચેતી ન જાય. ઈન્સ્પેક્ટર જાડેજા સાહેબે તે કુટીરને ચારે તરફથી ઘેરી લીધી ત્યારબાદ તેઓ લાઉડ, સ્પીકર દ્વારા પહાડી અવાજે ગર્જી ઉઠ્યા બદમાશો, ખબરદાર જો કોઈએ પણ કુટીરમાંથી ભાગવાની કોશીષ કરી છે તો!

અચાનક આવો પહાડી અવાજ સાંભળી પાંચેય બદમાશો હેબતાઈ ગયા. નિજાનંદે કુટીરનું દ્વાર થોડું, ખોલી ચોતરફ દ્રષ્ટી ફેરવી. તો તે પણ હેબતાઈ ગયો. હા તેઓ ચારે તરફથી પોલીસ દ્વારા ઘેરાઈ ચૂક્યા હતા ક્યાંયથી પણ ભાગવાનો રસ્તો દેખાતો ન હોતો. તેણે આ વિગત તેના સાથીઓને કહી તેના સાથીઓ પણ આ સાંભળી ડઘાઈ ગયા પરંતુ નિજાનંદે દરેકને હિંમત આપી અને કહ્યું દરેક જણ પોત પોતાનું સ્થાન લઈ સામુ ફાયરીંગ કરશો તો કદાચ પોલીસ પાર્ટી ચાલી જશે!

ત્યારબાદ પોલીસ તેમજ બદમાશો વચ્ચે ત્યાં આગળ ધમાસાણ યુદ્ધ થયું ફાયરીંગ ઉપર ફાયરીંગ થયાં પરંતુ અંતે બદમાશો થાક્યા તેઓ પાસે કારતુસો ખૂટી પડ્યા તેમજ તેમનો

ખોટો જુસ્સો તુટી ગયો અને અંતે તેઓ પાંચે પાંચ બદમાશો હાથ ઉંચા કરતા પોલીસના શરણે આવ્યા ઈન્સ્પેક્ટર જાડેજા સાહેબે હુકમ કર્યો. આ દરેક બદમાશોને હાથકડી પહેરાવીને પોલીસ સ્ટેશને લઈ ચાલો અને તેઓએ આ કુટીરમાં સંગ્રહ કરેલ માલમતા અને હથિયારો પણ જપ્ત કરીને લઈ લ્યો સુચના મળતાં જ કોન્સ્ટેબલોએ બદમાશોને હાથકડી પહેરાવી દીધી તેમજ કુટીરમાંથી દર દાગીનાં, રોકડ રકમ, હથિયારો વગેરે કબ્જે કરવામાં આવ્યાં, ત્યારબાદ બદમાશોને પોલીસ સ્ટેશને લાવી તે બધાં બદમાશોને જેલનાં સળીયા પાછળ ધકેલી દેવામા આવ્યાં. ઈન્સ્પેક્ટર જાડેજા સાહેબે ગોપાલની પીઠ પ્રશંસાપૂર્વક થાબડતાં બોલ્યા, શાબાશ ગોપાલ શાબાસ, તેં આજે એક ખૂબ જ મહત્ત્વનું અને સમાજ કલ્યાણનું કાર્ય કર્યું છે આ સાંભળી ગોપાલના ચહેરા ઉપર સંતોષનું સ્મિત પથરાઈ ગયું.

જ્યારે ગામમાં ગોપાલની જાસુસી બહાદુરી અને સાહસીકતા તેમજ બદમાશોને ગીરફ્તાર કરાવ્યાની જાણ થઈ ત્યારે ગામ આખું ઉમટી પડ્યું અને ગોપાલની પીઠ થાબડી તેને શાબાશી આપી.

આમ પાછળથી ગોપાલને સરકારશ્રી દ્વારા મેડલો અને ઈનામો આપવામાં આવ્યા.

ગોપાલના માતા પિતા ગોપાલની બહાદૂરી હિંમત વગેરે જોઈ તેમની છાતી ગજ ગજ ફુલવા લાગી અને તેઓ ગોપાલને શાબાશી આપી ધન્યતા અનુભવવા લાગ્યાં.



# હિંસાનો ત્યાગ



ઘણા સમય પહેલાંની વાત છે. વૈશાલીનગરના રાજા સંગ્રામસિંહનું રાજ્ય ખૂબ જ સુખ, શાંતિ અને પ્રગતિ યુક્ત હતું. તેમના રાજ્યમાં સુખનો કોઈ પાર ન હોતો. દરેકે દરેક મનુષ્ય, પશુ પંખી અને પ્રાણીઓ પણ આ રાજ્યના સીમાડા સુધી આનંદનો આલાપ છેડતાં હતાં.

પરંતુ જ્યાં આગળ સુખનો સુરજ હોય છે ત્યાં આગળ દુઃખના ડુંગરા પણ દેખાતા હોય છે. તે ઉક્તિ મુજબ રાજા સંગ્રામસિંહને સંતાનમાં એક પુત્ર હતો અને તેનું નામ હતું નિર્દયસિંહ!

રાજકુમાર નિર્દયસિંહ જે નાનપણથી જ ખૂબ જ તોફાની, ક્રુર અને હિંસક પ્રવૃત્તિ કરતો હતો. તેમજ તે અનેક નિર્દોષ લોકોને ખોટી રીતે હેરાન પરેશાન કરતો. આવા અસહ્ય ત્રાસની વાત પ્રજાજનોએ રાજા સંગ્રામસિંહને અનેક વખત કરી હતી. પરંતુ પુત્ર પ્રેમના કારણે રાજા સંગ્રામસિંહ પ્રજાજનોની ફરીયાદ પુરી ગંભીરતા

પૂર્વક લક્ષ્યમાં લેતા ન હોતાં! તેને એમ જ હું કે પોતાનું સંતાન એક દિવસ જરૂર સુધરી જશે. પરંતુ તે સંતાન કે જેનું નામ નિર્દયસિંહ હતું તે નિર્દયસિંહ દિન પ્રતિદિન લોકોને ત્રાસ આપવા લાગ્યો. અને જેમ જેમ તેની ઉપર વધતી ચાલી તેમ તેમ તેનો ત્રાસ પણ વધવા લાગ્યો.

એક દિવસની વાત છે. નિર્દયસિંહ તેના કેટલાક સિપાહીઓ સાથે જંગલમાં શિકાર કરવા માટે ગયો. ગાઢ અને ઘનઘોર જંગલમાં અનેક પ્રકારના પ્રાણીઓ રહેતાં હતાં. જેમાં કેટલાંક પ્રાણીઓતો એવાં સુંદર મઝાનાં હતાં કે ન પૂછો વાત!

નાનાં નાનાં સફેદ મખમલી અને દૂધ જેવા સસલાઓ ટીલી ટપકાવાળાં અને નાજુક પગના હરણાઓને નાચતાં કુદતાં જોવા તે પણ એક પ્રકારનો અનન્ય લ્હાવો ગણાય! લાંબી ડોક અને ચટ્ટાપટ્ટાવાળા જીરાફ પણ ખુબ જ સુંદર લાગતા હતા. હાથી, વાંદરાઓ, વગેરે પણ આમ તેમ ઘુમી રહ્યા હતા.

રાજકુમાર નિર્દયસિંહે આ બધાં પ્રાણીઓને જોયાં આથી તેના આનંદનો કોઇ પાર ન રહ્યો. તેણે વિચાર્યુ જો આ બધાં પ્રાણીઓને રાજ્યના પ્રાણી સંગ્રહાલયમાં પૂરી દેવામાં આવે તો રાજ્યની શોભામાં ચાર ચાંદ લાગી જાય! તેમજ દેશ પરદેશના રાજાઓ જ્યારે રાજ્યની મુલાકાતે આવે ત્યારે આ પ્રાણીઓનું તેમની સમક્ષ પ્રદર્શન ભરી તેઓને ચકિત કરી દેવા. આવું હિન અને હલકું વિચારી રાજકુમાર નિર્દયસિંહે સિપાઇઓને હુકમ કર્યો. જાઓ આ બધા પ્રાણીઓને પકડી રાજ્યના પ્રાણી સંગ્રહાલયમાં પુરી દ્યો. આજ્ઞા થતાં જ સિપાહીઓ ઉપડ્યા અને મંડ્યા નિર્દોષ ભલા ભોળા પ્રાણીઓને પકડવા. પ્રાણીઓને આવી કશી કલ્પના હોય જ નહીં! તેઓતો નિર્દોષ વિહરતાં હતાં. અચાનક સિપાહીઓ ચારે તરફથી પ્રાણીઓ ઉપર હલ્લો કર્યો અને બધા પ્રાણીઓને પકડીને રાજ્યના પ્રાણી સંગ્રહાલયમાં કેદ કરી દીધાં.



બિચારા પ્રાણીઓ! વગર વાંક ગુનાએ તેઓ બધાં કેદ થઇ ઉઠ્યાં. આક્રંદ કરી ઉઠ્યાં. તેઓ બધાએ રાજકુમાર નિર્દયસિંહને અનેક યાચનાઓ, વિનંતીઓ અને કાકલુદીઓ કરી કે હે રાજકુમાર, અમારા બધાંનો શું વાંક કે ગુનો છે તે અમોને પકડીને આ સળીયા પાછળ ધકેલી દીધાં છે?અમો નિર્દોષ કોઇને કશું નુકશાન કરતાં નથી. તેમજ કોઇ પ્રકારની હિંસા કરતાં નથી.

પછી તમો શા માટે અમોને બંધનમાં બાંધી માનસિક રીતે અમારા ઉપર હિંસા આચરો છો. પરંતુ આતો નામ પ્રમાણે ગુણ ધરાવતા નિર્દયસિંહ હતા! તે બરાડી ઉઠ્યા. ખબરદાર જો મારા સામે કશું વધારે બોલ્યાં છો તો? તમારા બધાની ખેર નથી! બિચારા પ્રાણીઓ નિર્દયસિંહનો ક્રોધ જોઇ બધાં ચુપ થઇ ગયાં. અને મનોમન ઈશ્વરને પ્રાર્થના કરવા લાગ્યાં કે હે ઈશ્વર આ રાજકુમારને સદ્‌બૂદ્ધિ આપો અને અમોને આ કેદમાંથી મુક્તિ અપાવો.

એક દિવસની વાત છે. રાજકુમાર નિર્દયસિંહ ઘોડા ઉપર સવારી કરી રહ્યા હતા. ઘોડો ખૂબ જ પાણીદાર અને તાકાતવાન હતો. નિર્દયસિંહે તે ઘોડો હજુ થોડા સમય પહેલાં જ ખરીદ્યો હતો. ઘોડા ઉપર સવારી કરતાં કરતાં અચાનક નિર્દયસિંહ ઘોડા ઉપરથી ગબડી પડ્યા અને માથામાં મુંઢ માર વાગતાં તેઓ બેહોશ બની ગયા. સિપાહીઓએ ઉચકીને તેમને મહેલમાં લઇ આવ્યાં જ્યાં આગળ રાજા સંગ્રામસિંહ તેમની ખૂબ જ સારવાર કરાવી. પરંતુ પરિણામ શુન્ય આવ્યું. આથી રાજા સંગ્રામસિંહ ખૂબ જ ચિંતીત અને ઉદાસ રહેવા લાગ્યા. અનેક વૈદો, હકિમો, ભુવાઓ, તાંત્રિકો વગેરે પાસે રાજકુમાર નિર્દયસિંહનો ઉપચાર કરાવ્યો. પરંતુ નિર્દયસિંહ કોઇ કાળે બેહોશીમાંથી બહાર આવ્યા જ નહીં!

એક વખત રાજા સંગ્રામસિંહ મહેલના ઝરૂખામાં ચીંતાગ્રસ્ત ચહેરે બેઠા હતા. એવામાં અચાનક તેમનાં મગજમાં વિજળીક વિચાર ઝબકી ગયો. હા, હા. નક્કી આ પ્રાણીઓને હેરાન

પરેશાન કરવાનાં તેમજ તેમની આઝાદી છીનવી લેવાનું જ પાપ કર્મ રાજકુમાર નિર્દયસિંહને નડ્યું હશે! હા, હા એટલે જ રાજકુમાર સાજો સારો થતો નહીં હોય! ફડાક કરતાં તેઓ ઉભા થઈને પ્રાણી સંગ્રહાલય તરફ દોડ્યા.

સિપાહીઓ રાજાને આવી રીતે દોડતા જોઈ અચંબામાં પડી ગયાં. રાજા સીધા પ્રાણી સંગ્રહાલયમાં પહોંચી ગયા. બધાં પ્રાણીઓ વિલા મોઢે અને ઉદાસ ચહેરે પિંજરાના એક ખૂણામાં પડ્યા હતા. તેઓ એ મુક્તિની આશા તદ્દન છોડી દીધી હતી. એવામાં અચાનક પિંજરાના દ્વારો ખુલતાં જ તેઓ ચોંક્યા આ...હ! આ શું? પિંજરાના દ્વારો બધા ખુલતા ગયા. આથી તેઓના માન્યામાં આવ્યું નહીં! શું આ સત્ય હકીકત છે કે પછી તેઓ કોઈ સ્વપ્ન જોઈ રહ્યાં છે.

થોડીવારમાં તો સંગ્રામસિંહે બધાં પ્રાણીઓને આઝાદ અને મુક્ત કરી તેઓને તેમના મુળ સ્થાને અને જગ્યાએ જંગલમાં વિહરતા કરી દીધાં. તેમજ તેઓની ખરા હૃદયે માફી પણ માગી. ત્યારબાદ તેઓને પુષ્કળ ખોરાક પણ આપવામાં આવ્યો. પ્રાણીઓ પણ જાણે રાજાના મનની વાત અને ભાષા સમજી ગયાં હોય તેમજ તેમનું પુત્રનું દુઃખ અને દર્દ વગેરે મનોમન તેઓ સમજતાં હોય તેમ તેમને માફ કર્યાં.

આમ, થોડા દિવસમોમાં રાજકુમાર નિર્દયસિંહ પણ બેહોશીમાંથી સંપૂર્ણપણે બહાર આવ્યા પછી તેમણે પણ જંગલનાં તમામ પ્રાણીઓની અંતઃકરણપૂર્વક અને ખરા હૃદયે માફી માંગી. તેમજ કોઈ પણ પ્રકારની હિંસા નહી કરે નો સંકલ્પ કર્યો.

થોડા સમયમાં તો રાજા સંગ્રામસિંહનું રાજ્ય પુનઃ પ્રગતિ કરતું થઈ ઉઠ્યું. તેમજ જંગલમાં પ્રકૃતિના અણમોલ ખોળે ખેલતાં પશુ પંખી અને પ્રાણીઓ પણ પુનઃ આનંદપૂર્વક અને સ્નેહ સંપથી રહેવ લાગ્યાં.



# અણુ રાક્ષસનો અંત



એક સુંદર મઝાનું ગામ હતું ગામના લોકો ખુબ જ એક સંપથી અને હળી મળીને રહેતા હતા. તે ગામથી થોડે દુર એક ગાઢ અને બિહામણું જંગલ આવેલ હતું. તે જંગલમાં એક ખૂબ જ ભયંકર રાક્ષસ રહેતો હતો. અને તેનું નામ હતું અણું રાક્ષસ. અણું રાક્ષસનું નામ પડતાં જ ગામ લોકો ભયના માર્યાં ભાગવા અને ધ્રુજવા લાગતા હતા.

એક દિવસની વાત છે. ગામ લોકો સભાભરી ચિંતાતુર ચહેરે ગામના મુખ્ય મથકે બેઠા હતા. અને વિચારતા હતાં કે શું તેઓએ બાપદાદા વખતની આ જમીન છોડીને અન્યત્ર વસવાટ કરવા જવું પડશે! શું આજી વિકાનું અન્ય સાધન બીજી જગ્યાએ મળી રહેશે ખરું? શું આ અણું રાક્ષસને નાથવા માટે ઈશ્વરે કોઈ વ્યવસ્થા કે કોઈનું નિર્માણ નહીં કર્યું હોય? શું બાળ બચ્ચાઓને દિનભર અણું રાક્ષસના ભયથી ઘરમાં જ પુરાઈ રહેવું પડશે? આ

વાતનો અનેક પ્રશ્નો મહાપ્રશ્નો ગામલોકો વચ્ચે ચર્ચાઇ રહ્યો હતો. ઉપાય કશો મળતો ન હોતો!

પરંતુ ઈશ્વરના દરબારમાં અંધેર છે. પણ અંધર નથી! તે મુજબ, અચાનક સભામાંથી બે બહાદુર અને સાહસિક બાળકો કે જેનું નામ જય અને વિજય હતું. તે સભા વચ્ચે ઉભા થયા. તે બંન્ને બાળકો ગામલોકોની દુઃખદ પરિસ્થિતિ અને અણું રાક્ષસના ત્રાસથી સઘળી વાત જાણતા હતા. તે બંન્ને બહાદુર બાળકો વડીલોને પ્રણામ કરી બોલ્યા, વડીલો અમો અણું રાક્ષસના ત્રાસની સઘળી વાત જાણીએ છીએ. આજથી અમો બંન્ને ભાઇઓ પ્રતિજ્ઞા કરીએ છીએ કે જ્યાં સુધી આ અણું રાક્ષસના ત્રાસમાંથી ગામ લોકોને સંપૂર્ણ પણે મુક્ત નહીં કરાવીએ ત્યાં સુધી આ ગામમાં અમો બંન્ને પગ પણ નહીં મૂકીએ!

ગામલોકો આ બંન્ને બહાદુર અને સાહસિક બાળકોને આશ્ચર્યથી ફાટી આંખે નિહાળી રહ્યા. તેઓના માન્યામાં આવ્યું નહીં કે આ બંન્ને બાળકો પેલા ભયંકર અણું રાક્ષસનું શું બગાડી શકવાના હતા! જ્યાં આગળ મોટા મોટા માણસો પણ ખાલી જંગલમાં પ્રવેશતાં જ થરથર ધ્રુજતાં હોય, ત્યાં આગળ આ ફુલ જેવાં કોમળ બાળકોનું શું ગજું! પરંતુ જય વિજયના ચહેરા ઉપર ચમકતું તેજ, અડગ અને અફર નિર્ણય કોઇએ તેને રોકવાનો પ્રયાસ સુદ્ધાં કર્યો નહીં. અને બધાંએ મૂક સંમતિ આપી.

બીજે દિવસે જય અને વિજયે અણું રાક્ષસનો અંત આણવાની સંપૂર્ણ તૈયારી કરી લીધી. અને ગામલોકોની વિદાય લઇ જંગલ તરફ પ્રયાણ શરૂ કર્યું. તૈયારીમાં તેઓએ લંચબોક્સ, બેટરી, કેપ, મોજા, દોરડું, છૂરી વગેરે લીધાં હતાં.



ગાઢ અને બિહામણા જંગલમાં રસ્તો કરતા કરતા બંન્ને ભાઇઓ જઇ રહ્યા હતા. બંન્નેનો પરોપકારી જીવ હતો ને? ભયાનક પશુ પંખીઓ આમ તેમ ઘુમી રહ્યાં હતાં. સિંહ, વાઘની ભયાનક ત્રાડો જંગલને કંપાવતી હતી. વાંદરાઓ એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષઉપર હુપાહુપા કરતા દોડા દોડી કરી રહ્યા હતા. નાનાં નાનાં સસલાંઓ કુણું કુણું ઘાસ ખાઇ રહ્યાં હતાં. જય વિજય બપોર સુધી ચાલતા રહ્યા. પરંતુ અણું રાક્ષસનો ક્યાંય કરતા ક્યાંય પત્તો લાગતો નહીં. બપોરનું લંચ કાર્ય પતાવી થોડીવાર વૃક્ષ ઉપર આરામ કરી ફરી બંન્ને ભાઇઓએ આગળ પ્રયાણ શરૂ કર્યું. ઢળતી સાંજે અચાનક વિજયની નજર એક કુટીર ઉપર પડી. બંન્ને તે તરફ ચાલ્યા. કુટીર પાસે આવી અને જોયું તો એક સંત મહાત્મા ધ્યાનસ્થ મુદ્રામાં બેઠા હતા. પ્રભાવશાળી ચહેરો સફેદ જટા, અને સફેદ લાંબી દાઢીમાં તેઓ શોભી રહ્યા હતા. બંન્ને ભાઇઓએ સંત મહાત્માને પ્રણામ કર્યાં. સંત મહાત્માની નિર્મળ અને સ્વચ્છ આંખો ખુલી, આંખો ખૂલતાં જ જય વિજય ઉપર દિવ્ય દ્રષ્ટિનો પ્રકાશ ફેલાયો અને અદ્રશ્ય થઇ ગયો. ધીરે રહી સંત મહાત્મા બોલ્યા. બચ્ચાઓ, તમો બંન્ને આ ગાઢ અને ભયંકર જંગલમાં શું કાર્ય અર્થે આવ્યા છો? ત્યારબાદ જય વિજયે અણુ રાક્ષસના ત્રાસની વાત કરી આ સાંભળી સંત મહાત્મા બોલ્યા બચ્ચાઓ, તમો નિઃસ્વાર્થ ભાવે આ કાર્ય માથે ઉપાડી લીધું છે. તે બદલ તમો બંન્નેને મારા આશિષ અને ધન્યવાદ છે. બીજુ આ સાથે તમોને દિવ્ય પથ્થર આપું છું. જે તમોને અણુરાક્ષસનો અંત આણવામાં ખૂબ જ ઉપયોગી થશે!

આ દિવ્ય પથ્થરને તમો અણું રાક્ષસની છાતીની બરોબર વચ્ચેનાં ભાગમાં મારશો કે તેનો અંત આવી જશે! ત્યારબાદ જય

વિજયે સંત મહાત્માના ચરણ સ્પર્શ કર્યા. અને પુનઃ આગળ વધવાનું શરૂ કર્યું.

રાત્રીનો ગાઢ અને ભયંકર અંધકાર નિરવશાંતિને વધુ બિહામણો અને ડરામણો બનાવી રહ્યો હતો. હવા સમ સમ કરતી વાઈ રહી હતી. પશુ પંખીઓ પોત પોતાના રહેઠાણે જઈ નિંદ્રાધીન થઈ ગયાં હતાં. આવા સમયે બે નિર્દોષ અને સાહસિક બાળકો અડગ નિશ્ચય અને અફર નિર્ણય સાથે આગળ ધપી રહ્યાં હતાં.

અચાનક બેટરીના આછા પ્રકાશમાં એક ગાઢ અને ખૂબ જ મોટી ગુફાનું મુખ દેખાણું. બંન્ને બાળકો ખૂબ જ સાવચેત બની ગયાં. હા, તે ગુફામાં પેલો ભયંકર અણું રાક્ષસ રહેતો હતો. અત્યારે તે ગહન નિંદ્રામાં, સરી ગયો હતો. તેને તો સ્વપ્નેય કલ્પના કરેલ નહીં હોય કે આ બિહામણા જંગલમાં અને વળી પોતાના જેવા ખુંખાર રાક્ષસ સામે કોઈ આવી ચડશે? તે તો મોજ મસ્તીથી ઉંઘી રહ્યો હતો.

જય વિજયે અણું રાક્ષસનો આખો દેહ જોયો. ઘડીભર તો બંન્નેનાં રૂવાડાં ઉભાં થઈ ગયાં. વિશાળ કદની કદરૂપી કાયા માથે નાનાં નાનાં શિંગડાં હતાં. તેમજ મોટા મોટા દાંતો બહાર ડોકિયા કરી રહ્યા હતા. અચાનક તેને કશાની ગંધ આવી હોય તેમ, તેના મોટા નાકમાં નસકોરાં ફુલાયાં. જય વિજય કશું સમજે તે પહેલાં જ અણું રાક્ષસ સડાક કરતો ઉભો થઈ ગયો. સામે બે બાળકોને જોઈ ઘડી ભર તે આશ્ચર્યમાં પડી ગયો. તેના માન્યામાં આવ્યું નહીં કે આ શું! પોતે કોઈ સ્વપ્ન તો નથી જોઈ રહ્યો ને! જય વિજય આ તકનો લાભી ઉઠાવી છલાંગો ભરતા ગુફા બહાર નીકળી ગયાં! આ જોઈ અણું રાક્ષસ ક્રોધનો માર્યો ફુંફાડા મારવા લાગ્યો. અને તેણે





પણ જય વિજય પાછળ દોટ મૂકી પરંતુ જય વિજય દૂર જવાના બદલે એક મોટા વૃક્ષ પાછળ છુપાઈ ગયા અને અણું રાક્ષસને ગુફામાંથી બહાર નીકળતો જોઈ રહ્યા. અણું રાક્ષસ મોઢામાંથી આગના ગોળા બહાર કાઢી રહ્યો હતો. અને ચારે તરફ ખુંખાર દ્રષ્ટિથી જય વિજયને શોધી રહ્યો હતો. જય વિજયે એક બીજાના હાથ મજબૂતીથી પકડી રાખ્યા હતા.

બંન્ને ભાઈઓ વિચારતાં હતાં કે આ અણું રાક્ષસને મારવો કઈ રીતે! જય ધીરેથી બોલ્યો, વિજય આપણે થોડું સાહસ તો કરવું જ પડશે! જય બોલ્યો, જો વિજય, આપણે આ રાક્ષસને હાથો હાથ તો પહોંચી શકીશું નહીં. એટલે થોડી ચાલાકી અજમાવવી પડશે! આપણે બંન્ને અણું રાક્ષસની સામે ડરતાં હોઈએ તેમ જઈશું. અને કાકલુદી તેમજ વિનંતી કરીશું કે અમો ભૂલમાં ને ભૂલમાં આ જંગલ અને ગુફામાં આવી ચડ્યા છીએ! અમોને અહીંથી સહી સલામત જવા દ્યો તો તમારો ખુબ જ ઉપકાર થશે! તેવી આપણે તેને આજીજી કરીશું! પછી તે થોડી બેદરકાર અને બેફિકર થશે એટલે આપણે પેલો દિવ્ય પથ્થર બરોબર તેની છાતીમાં મારીશું. એટલે તેના રામ રમી જશે બરોબરનો! વિજય બોલ્યો બરોબર છે. પરંતુ જો તે દિવ્ય પથ્થર રાક્ષસની છાતીમાં નહીં વાગે તો તે આપણા રામ રમાડી દેશે! જય બોલ્યો, વિજય, આપણે સારા કાર્ય અર્થે આવ્યા છીએ એટલે હવે તું વધું વિચાર કર્યા વગર મારી પાછળ આવ! એટવું બોલી જય બરોબર અણું રાક્ષસની સામે જઈ ઉભો રહ્યો. પાછળ વિજય પણ મનમાં ડર સાથે ઉભો હતો. અણું રાક્ષસે અચાનક સામે આવેલ બાળકો તરફ આગ્નેય નેત્રે જોયું. પછી તે ગુસ્સાથી બરાડી ઉઠ્યો. અરે ઓ મુર્ખ બાળકો, તમને તમારો જીવ વહાલો હોય તેમ લાગતું નથી! જયે હિંમત એકઠી

કરી, પછી તે બોલ્યો. ઓ રાક્ષસ રાજા, અમો ભૂલથી આ જંગલમાં આવી ચડ્યા છીએ! અમોને અહિંથી કૃપા કરી જવા દ્યો તો તમારો ઉપકાર થશે? પરંતુ હાથ લાગેલ શિકાર એમ રાક્ષસ રાજા જવા દે શાના! રાક્ષસ રાજાના આનંદનો મનોમન કોઈ પાર ન રહ્યો. ઘર આંગણે આવેલ આ બંન્ને બાળકોનો તંદુરસ્ત ખોરાક તો ખાવા મળશે! આવા વિચાર સાથે થોડો બે ફિકર બન્યો, બસ, આજ તકની અને સમયની રાહ જય વિજય જોઈ રહ્યા હતા. જયે ધીરેથી ખિસ્સામાંથી પેલો દિવ્ય પથ્થર બહાર કાઢ્યો. અણું રાક્ષસ કશું વધુ સમજે, વિચારે કે સાવચેત થાય તે પહેલાં જ જયે સનસનાટી કરતો દિવ્ય પથ્થર અણું રાક્ષસની બરોબર છાતી વચ્ચે ફટકાર્યો. ખલાસ એક ખૂબ જ મોટો ધડાકો થયો.

અને અણું રાક્ષસના શરીરના ફુરચે ફુરચાં હવામાં ઉડવા લાગ્યા. જય વિજય દૂર ચાલ્યા ગયા હતા. અણું રાક્ષસના અવશેષો, સળગવા લાગ્યા. અને આમ, થોડીવારમાં અણું રાક્ષસનો અંત આવી ગયો.

ગામ લોકોએ જ્યારે જાણ્યું કે અણું રાક્ષસનો અંત આવી ગયો છે, ત્યારે જય વિજયને સત્કારવા માટે ગામ આખું ઉમટી પડ્યું. માન સન્માનનાં કાર્યક્રમો ઠેર ઠેર થવા લાગ્યા. ગામ લોકોએ, અણું રાક્ષસના ત્રાસમાંથી મુક્તિ અપાવવા બદલ જય વિજયનું જાહેરમાં ખૂબ જ ઉષ્માભર્યું બહુમાન કર્યું.

આમ, જય વિજયની બહાદૂરી અને સાહસિકતાનાં ગુણગાન ચોતરફ પ્રસરી ગયા.



# અવકાશી યુદ્ધ



સચિન અને સુકેતુ બંન્ને ગાઢ મિત્રો હતા. બંન્ને એક સાથે જ અભ્યાસ કરતા હતા તેમજ બંન્નેએ વિજ્ઞાન અને સાહસમાં ખૂબ જ રસ અને શોખ હતો. બંન્ને મિત્રોએ વિજ્ઞાનની એક પ્રયોગશાળા પણ ઉભી કરી હતી. જેમાં તેઓ બંન્ને વિજ્ઞાનની અવનવી શોધો અને સંશોધન કર્યા જ કરતા હતા.

એક વખત ભારત સરકારશ્રી તરફથી આ બંન્ને વૈજ્ઞાનિક અને સાહસિક મિત્રોને આમંત્રણ મળ્યું કે જો તેઓને અવકાશમાં મંગળમાં ગ્રહની શોધમાં જવાની ઈચ્છા હોય તો તેમને જોઈતી તમામ પ્રકારની સવલતો અને સુવીધાઓ પુરી પાડવામાં આવશે! ભારત સરકરનું આમંત્રણ મળતાં જ બંન્ને મિત્રોના ચહેરા ઉપર રોનક અને આનંદ છવાઈ ગયો. હાશ! મનગમતી પ્રવૃતિમાં ખૂબ જ મઝા આવશે તેવું તેઓ બંન્ને વિચારતા હતા.

ત્યારબાદ ભારત સરકારની વૈજ્ઞાનીક પ્રયોગશાળામાં તેઓ બંન્ને મિત્રોએ વૈજ્ઞાનિક તેમજ દરેક પ્રકારની અદ્યતન અને લેઈટેસ્ટ તાલીમ મેળવી મંગળના ગ્રહ ઉપર જવાની તૈયારી કરવા લાગ્યા.

પંદરમી ઓગષ્ટના રોજ બંન્ને મિત્રો તેમના માતા પિતા, વૈજ્ઞાનીકો તેમજ મિત્ર મંડળ તરફથી મંગળગ્રહની યાત્રા સફળ રહેની શુભેચ્છાઓ મેળવી. અદ્યતન અને કોમ્પ્યુટરોથી સુસજ્જ એવા યાનમાં બેસી મંગળગ્રહની સફરે ઉપડી ગયા. તેઓની ખાસ શોધ તો એ હતી કે મંગળગ્રહ અસ્તિત્વ ધરાવતો હોય તો તે ગ્રહ કેવા પ્રકારનો છે! અને શું તે ગ્રહ ઉપર મનુષ્ય જીવન ટકી શકે ખરું! ત્યાંનું વાતાવરણ, આબોહવા, ત્યાંની જમીનની ફળદ્રુપતા, વનસ્પતિ, વગેરે બાબતોનું વૈજ્ઞાનિક પૃથ્થકરણ કરી, માહિતી સંકલીત કરી ભારત સરકારને સુપ્રત કરવાની હતી.

સચિને યાનની સ્પીડ મધ્યમ રાખી હતી. બંન્ને મિત્રો આ નવા સાહસની રોમાંચકતા નીકળતા જ કેટલાક અન્ય યાનો સચિન સુકેતુના યાનનો પીછો કરવા લાગ્યા. સુકેતુએ બાયનોક્યુલર આંખે લગાડી પાછળ આવતાં યાનો તરફ જીણવટભરી રીતે નિરીક્ષણ કર્યું હા, આ યાનો દુશ્મન દેશ તરફથી તેઓને ખાસ રોકવા અને આંતરવા માટે જ તેમનો પીછો કરી રહ્યાં હતાં. સુકેતુએ સચિનનું ધ્યાન તે યાનો તરફ દોર્યું. સચિન પણ તુરંત સમજી ગયો હતો કે ભારત દેશ વૈજ્ઞાનિક તેમજ અદ્યતન પ્રકારની ટેકનોલોજી અને માહિતી પ્રાપ્ત કરે અને તેનો વિકાસ કરે તે દુશ્મનોને બિલકુલ પસંદ ન હોવાથી તે આવી અડચણો ઉભી કરી રહ્યું હતું!

ત્યારબાદ સચિને યાનની ઝડપ એકદમ વધારી દીધી. જોત જોતામાં દુશ્મનોના યાન પાછળ રહી ગયાં. બંન્ને મિત્રોના ચહેરા ઉપર આ જોઇ સ્મિત પથરાઇ ગયું. પરંતુ તે સ્મિત થોડી ક્ષણો જ ટક્યું. કારણ કે દુશ્મનોના યાનોએ પુરી શક્તિ અને તાકાતથી સચિન સુકેતુના યાનનો પીછો પકડ્યો હતો.



સચિન અને સુકેતુ સમજી ગયા કે હવે દુશ્મનોનો મુકાબલો કરવો જ પડશે! ત્યારબાદ સજાગ બની ગયા. જે મુજબ સચિને યાનનું સંચાલન કરવાનું અને સુકેતુએ દુશ્મનોનો પ્રતિકાર કરવાનું આયોજન કર્યું અચાનક સુકેતુ યાનની અંદર રહેલ અસંખ્ય સ્વીચોમાંની લાલ અને પીળારંગની સ્વીચો દબાવી. સ્વીચો દબાવતાં જ યાનના પાછળના ભાગમાંથી એક ઘાતક શસ્ત્ર બહાર નીકળ્યું. અને આંખના પલકારામાં જ પાછળ આવતા એક દુશ્મનના યાનનો ખુરદો બોલાવતાં પસાર થઇ ગયું.

દુશ્મનો પણ સાવચેત થઇ ગયા અને સચિન સુકેતુના યાનને ચારે તરફથી ઘેરી લેવામાં આવ્યું.

પરંતુ સચિન સુકેતુનું યાન ખૂબ જ આધુનિક અને કોમ્પુટરોથી સુસજ્જ હતું. દુશ્મનોના યાનમાંથી ફાયરીંગ ફક્ત આગળ અને પાછળના ભાગમાંથી જ થઇ શકતું હતું. જ્યારે સચિન સુકેતુના યાનમાંથી તો ચારે તરફથી ફાયરીંગ, બોમ્બાર્ડીંગ, તોપમારો, લેસર કિરણ વગેરેનો મારો થઇ શકતો હતો. દુશ્મનોને એમ હતું કે સચિન સુકેતુનું યાન ચારે તરફથી ઘેરાઇ ચુક્યું હોવાથી તેઓ શરણે આવી જશે! પરંતુ આતો બંન્ને બહાદુર બાળકો ખૂબ જ બુદ્ધિશાળી અને સાહસિક હતા તેમજ તેઓનું યાન પણ અતિ અત્યાધુનિક અને સુપર હતું. જેથી દુશ્મનોના શરણે જવાનો પ્રશ્ન જ ઉપસ્થિત થતો ન હોતો! આમ સચિન સુકેતુએ નિર્ણય કરી લીધો હતો કે આજે તો કોઇ પણ હિસાબે અને ભોગે દુશ્મનોના દાંત ખાટા તો કરી જ નાંખવા છે!

ત્યારબાદ સચિને અચાનક યાનની ઝડપ બમણી કરી નાખી. દુશ્મનો ચોંક્યા તેમણે આવી કશી કલ્પના કરેલ નહીં. તેઓ વધુ સાવચેત થાય તે પહેલાં જ સચિને એક લીલા રંગની સ્વીચ દબાવી. સ્વીચ દબાતાં જ યાન ભમરડાની જેમ ચોતરફ ફરવા લાગ્યું. સુકેતુએ તુરંત જ અન્ય એક સ્વીચ દબાવી જે દબાતાં જ

યાનના ચારે તરફના ભાગમાંથી લેસર કિરણોનો મારો શરૂ થયો અને લેસર કિરણોની ઝપટમાં દુશ્મનોનાં યાનો એક પછી એક ચડતાં જ જેમ અગ્નિમાં મીણબત્તી ઓગળી જાય તેમ દુશ્મનોના યાનો લેસર કિરણોમાં ઝપટે ચડતાં જ ક્રમશઃ ઓગળવા લાગ્યાં. સામે દુશ્મનોએ પણ ખૂબ જ ફાયરીંગ કર્યું. પરંતુ તેઓ સચિન સુકેતુના યાન આગળ ટક્યા નહીં. અને જોત જોતામાં દુશ્મનોના યાનોનો ખુરદો બોલી ગયો. જો એક બે યાનો બચ્યાં તે પણ મુઠ્ઠીવાળી પોતાના વતન ભણી ચાલ્યાં ગયાં.

આ જોઇ સચિન અને સુકેતુએ એક બીજાને અભિનંદન પાઠવ્યા. આ અવકાશી યુદ્ધની વાત દેશ આખામાં ફરી વળી.

ત્યારબાદ થોડા સમયમાં તો સચિન સુકેતુએ મંગળના ગ્રહની શોધ પણ કરી લીધી. તેમજ તે ગ્રહ ઉપર થોડો સમય રોકાઇ ત્યાંનું વાતાવરણ, આબોહવા અને જમીનની ફળદ્રુપતા. વનસ્પતિઓની ઉત્પત્તિ વગેરેની તલસ્પર્શી માહિતી મેળવી તેઓ પરત ભારત આવ્યા.

દિલ્હીના વિશાળ એરપોર્ટ ઉપર સચિન સુકેતુના યાનનું ઉતરાણ થતાં જ તેમને સત્કારવા માટે ભારત સરકારશ્રી તરફથી એક ઉચ્ચ પ્રતિનિધિ મંડળ, અધિકારીગણ તેમજ દેશના અન્ય વિશાળ સંખ્યામાં નાગરીકો ઉપસ્થિત રહ્યા કારણ કે અવકાશી યુદ્ધની ઘટનાના સમાચાર ટીવી ઉપર તેમજ વર્તમાનપત્રોમાં ખૂબ જ ચમકેલા જેના કારણે સચિન સુકેતુને પ્રત્યક્ષ નિહાળવા માટે પણ લોકોની વિશાળ સંખ્યા દેખાતી હતી.

બાદમાં સચિન સુકેતુને રાષ્ટ્રપતિ ભવન ખાતે લઇ જવામાં આવ્યા. જ્યાં આગળ તે બંન્નેને ખુદ રાષ્ટ્રપતિના સ્વહસ્તે મેડલો એનાયત થયાં.

આમ સચિન સુકેતુના સાહસની ચર્ચાઓ દેશ આખામાં પ્રસરી ગઇ.





# ઉપકારી હંસ



એક જંગલ હતું. તે જંગલમાં એક સરોવર હતું. તે સરોવરમાં સુંદર મઝાનાં કમળો ખીલ્યાં હતાં. તે સરોવરમાં અનેક હંસો પણ રહેતા હતા. સફેદ દૂધ જેવા સ્વચ્છ હંસોને સરોવરમાં તરતા જોવા તે પણ એક જાતનો અદ્‌ભૂત લ્હાવો ગણાય. બબ્બે બબ્બેની જોડીમાં હંસો સપાટાબંધ આમ તેમ ફરી રહ્યા હતા.

એક વખત રામુ અને શ્યામુ ફરતા ફરતા આ સરોવર પાસે આવી ચડ્યા. અને સરોવરના કિનારે ઉભા રહી તરી રહેલ હંસોને જોવા લાગ્યા. રામુ અને શ્યામુ બંન્ને ભાઇઓ હતા. તેમનાં માતા પિતા બિમારીનો ભોગ બનીને સ્વર્ગે સીધાવ્યા હતા. બંન્ને મહેનત મજૂરી કરી પોતાનું ભરણ પોષણ કરતા હતા. પ્રકૃતિની ગોદમાં રમી લેવાના નિર્ણય સાથે તેઓ ફરતા ફરતા આ તરફ

આવી ચડ્યા હતા.

અચાનક રામુ અને શ્યામુના કાને કોઈ બોલી રહ્યાનો અવાજ આવ્યો. ચમકીને રામુ અને શ્યામુએ આજુબાજુ નજર કરી પરંતુ કોઈ દેખાયું નહીં. ભ્રમ થયો હશે તેમ માની તેઓ બંન્ને ફરી પેલા તરી રહેલા હંસોને જોવા લાગ્યા. ફરી અચાનક કોઈક બોલતું હોય, વાતચીત કરતું હોય તેમ બંન્નેને લાગ્યું.

શ્યામુ બોલ્યો, જો જો રામુ! મને તો લાગે છે કે પેલા કમળ પાસે જે બે હંસો છે, તે કશું બોલતા હોય તેમ લાગે છે!

રામુએ જરા ધ્યાનથી જોયું! અરે હા! આ બંન્ને હંસો તો આપણી ભાષા બોલતા હોય તેમ લાગે છે! પછી બંન્ને જણા પેલા હંસો પાસે ગયા તો બંન્ને હંસો દૂર ચાલ્યા ગયા અને દૂર તરતા રહી બોલ્યા. અરે, ઓ બાળકો, તમો અહીં શું કામ આવ્યા છો? અહીંથી ચાલ્યા જાવ!

રામુ અને શ્યામુ આશ્ચર્યથી હંસોને જોઈ રહ્યા.

પછી રામુ બોલ્યો, અરે ઓ હંસો, અમો નિર્દોષ બાળકો છીએ. અમો તમને કંઇ પણ હેરાન કરીશું નહીં! તમો અમને અહીં રમવા દ્યો તો તમારો ઘણો આભાર થશે!

હંસો બોલ્યા. બાળકો, તમારી મનુષ્ય જાતી ઉપર અમોને બિલકુલ વિશ્વાસ કે ભરોસો નથી!

સાંભળો, થોડા સમય પરની વાત છે. અમો બધા હંસો શાંતિથી તરી રહ્યા હતા. પરંતુ તમારી મનુષ્ય જાતીના કેટલાક શિકારીઓ અમારા કેટલાક હંસોને ઉપાડી ગયા છે. એટલે અમને



મનુષ્ય જાતી ઉપર બિલકુલ ભરોસો નથી!

આ સાંભળી, રામુ શ્યામુને ખૂબ જ દુઃખ થયું. તેમને થયું આ...હા... આ બિચારા ભલા ભોળા, નિર્દોષ, હંસોને શિકારીઓ હેરાન પરેશાન શું કામ કરતા હશે?

આ હંસો ક્યાં મનુષ્ય જાતિને કનડવા આવે છે! બંન્ને બાળકોને ખૂબ જ દુઃખ થયું. હંસો આ બંન્ને બાળકોના મનોભાવો વાંચતા હતા.

હંસોને લાગ્યું કે આ ભલા ભોળા બાળકોને પેલા શિકારીઓએ કરેલ કૃત્યનો દંડ શું કામ આપવો જોઈએ! કોઈએ કરેલ ભૂલ કોઈ અન્ય ભોગવે તે તો અન્યાય જ કહેવાય ને! તેમને પણ આવી કડવી વાણી બોલવા, ઉચ્ચારવા માટે પસ્તાવો થયો.

બંન્ને હંસો બોલ્યા. બાળકો, તમો બંન્ને એકલા જ છો? રામુએ પછી પોતાની કૌટુંબિક વિગત કહી! આ સાંભળી બંન્ને હંસોને દુઃખ થયું. બંન્ને હંસો બોલ્યા. બાળકો તમો અમારી પીઠ ઉપર બેસી જાવ, અમો તમને સરોવરની સહેલ કરાવીશું! આ સાંભળી રામુ અને શ્યામુ તુરત સરોવરમાં જઈ હંસોની પીઠ ઉપર બેસી ગયા.

મખમલી પીઠ ઉપર બેસતાં બંન્ને બાળકોને ખૂબ જ આનંદ થયો. બંન્ને હંસો જાણે પીઠ ઉપર હળવા ફુલ જેવો ભાર હોય તેમ સહેલાઈથી તરી રહ્યા હતા.

ધરતી ઉપર અંધકારનો ઓછાયો ઉતરવા લાગ્યો. હંસો સરોવરના કાંઠા પાસે આવી બંન્ને બાળકોને પીઠ ઉપરથી ઉતાર્યાં.

હંસો બોલ્યા. બાળકો, અમો તમને એક વસ્તુ આપવા

માંગીએ છીએ! જો તમો તે વસ્તુનો સદ્ઉપયોગ કરશો તો તમારું તેમજ અન્ય ગરીબ, નિઃસહાય લોકોનું ભલું, કલ્યાણ થશે! બોલો, અમે તમને વસ્તુ આપીએ?

રામુ શ્યામુ હોંશિયાર પણ હતા જ! તેઓ બોલ્યા ઓ હંસો, તમો કહેશો તેમ અમો બંન્ને કરીશું! અમો તમને વચન આપીએ છીએ!

હંસોએ એક પથ્થર જેવા આકારનો પારસમણિ આપ્યો અને પછી બોલ્યા જુઓ બાળકો, આને ઘસવાથી સોના મહોરો ઉત્પન્ન થશે જે વેચી તમો ગરીબ લોકોને સહાય કરશો! હોસ્પિટલ સ્કુલ, શાળા, મહાશાળાઓ, વિદ્યાલયો, બાગ બગીચાઓ વગેરે બનાવડાવશો. જેથી તમારી મનુષ્ય જાતિ સુખ, શાંતિ અને આનંદથી રહી શકે!

આવા ઉમદા, ઉચા વિચારો જાણી રામુ શ્યામુની આંખોમાં હર્ષનાં આંસુઓ ઉભરાઇ આવ્યાં. મનુષ્ય જાતિ કેવી છે? કે આવા નિર્દોષ, ભલા ભોળા હંસોનો શિકાર કરે છે હેરાન પરેશાન કરે છે! તેને ઉપાડી જાય છે! જ્યારે આ હંસો મનુષ્ય જાતિની ભલાઇ ઇચ્છે છે! મનોમન બંન્ને બાળકો હંસોને વંદી રહ્યા.

ત્યારબાદ હંસો બંન્ને બાળકોને આશીર્વાદ આપી ચાલ્યા ગયા. રામુ શ્યામુએ પછી ઠેરઠેર અનેક જગ્યાએ હોસ્પિટલો, સ્કુલો, શાળા મહાશાળાઓ, બાગ બગીચા વગેરે બનાવડાવ્યાં અન્નક્ષેત્ર શરૂ કરવામાં આવ્યાં. જેથી કોઇ શિકારી પેટની ભૂખ સંતોષવા માટે અન્ય કોઇ પશુ પંખીઓનો શિકાર કરે નહીં. આમ, તેઓએ હંસોના કહેવા પ્રમાણે તમામ સેવાકિય પ્રવૃતિઓ કરી તેઓએ પોતાનું જીવન ગુજાર્યું.





# રૂપનું અભિમાન



એક રળીયામણું ગામ હતું. તે ગામમાં એક સફેદ દૂધ જેવો ગધેડો રહેતો હતો. તેને તેનાં રૂપનું અભિમાન હતું. તે રોજ ગામ આખામાં દિવસ દરમ્યાન દશ ચક્કર લગાવતો અને છાતી ફૂલાવીને દરેકને કહેતો. છે કોઇ મારી જેવું રૂપાળું? સફેદ રંગનું! ઇશ્વરે મને જ સઘળું રૂપ બક્ષ્યું છે! ગામ લોકો આ અભિમાની ગધેડાને સાંભળી સાંભળીને ખૂબ જ કંટાળી ગયાં હતાં.

એક વખત ગધેડું બેઠું બેઠું પોતાનાં રૂપ રંગ ઉપર ફુલાતું હતું. એવામાં ક્યાંકથી એક સફેદ કૂતરો આવી ચડ્યો. ગધેડાની નજર તેનાં ઉપર પડતાં જ તે ચમક્યો. અરે, આ કૂતરાનો રંગ પણ

બિલકુલ મારા જેવો જ છે ને! પોતાનાં હરિફ દૂશ્મનને સામે ઉભેલ જોઇ ગધેડો તાડૂકી ઉઠ્યો. એય કૂતરા, ચાલ આ ગામ છોડી અન્યત્ર ચાલ્યો જા! આ ગામમાં રહેવાનો અધિકાર ફક્ત મને એકલાને જ છે સમજ્યો? કૂતરો બોલ્યો. અરે વાહ! આ ગામ શું તેં બનાવ્યું છે? બીજું મેં સાંભળ્યું છે કે તને તારાં આ સફેદ રંગ અને રૂપ ઉપર ખૂબ જ અભિમાન છે ખરૂંને? ગધેડું ચોંક્યું માળું આ કુતરૂં બધી વાત જાણતું લાગે છે! મનોમન તેને ભય પણ પેઠો. રખે આ કૂતરો ગામમાં મારી ઈજ્જતનાં કાંકરા કરશે તો મારે કોઈને મોઢું દેખાડવા જેવું નહીં રહે! એટલે આ કૂતરાને શામ, દામ અને દંડથી અહિંથી તુરંત રવાનાં કરવો પડશે!

ત્યારબાદ તેણે કૂતરાને અનેક લોભામણી, લાલચો આપી ધમકીઓ આપી. પરંતુ કૂતરો તે ગામ છોડવાં તૈયાર ન થયો. કૂતરો પણ આ અભિમાની ગધેડાને બરોબરનો ઓળખી ચૂક્યો હતો. અને તે પણ ખૂબ જ જીદે ભરાણો હતો. થોડીવાર રહી તે બોલ્યો. જો ગધેડા, આપણે એક કામ કરીએ જે મુજબ અડધું ગામ તારૂં અને અડધું ગામ મારૂં! તારે મારા વિસ્તારમાં પ્રવેશ કરવો નહીં. અને મારે તારાં વિસ્તારમાં આવવું નહીં. પરંતુ આતો ‘અભિમાની ગધેડો’ હતો! તેને લાગ્યું કે પોતાનાં હક્ક હિસ્સા ઉપર બીજો કોઇ તરાપ શું કામ મારી જાય! તરત જ તે ગર્જી ઉઠ્યો. અરે, ઓ કૂતરા, તને હું ક્યારનોય વિનંતી કરૂં છું પરંતુ તું તો અડબોથ કશું સમજતો જ નથી ને! કોઇ દિવસ એક મ્યાનમાં બે તલવાર રહેતી જોઇ છે ખરી?




આમ, બંન્ને ખૂબ જ હઠે અને જીદે ભરાણાં હતાં. ગધેડો બોલ્યો. ઠીક છે. ચાલ, આપણાં બંન્નેમાંથી કોણ રૂપાળું અને બુદ્ધિશાળી છે તે નક્કી કરવા માટે આપણે કોઇ તટસ્થ અને હોંશિયાર સિંહરાજા પાસે જઈએ બરોબરને? અને જો સિંહરાજાનો નિર્ણય અફર અને અડગ રહેશે તે કહેશે તે પ્રમાણે આપણાં બંન્નેમાંથી એક જ વ્યક્તિ આ ગામમાં રહી શકશે! બોલ મંજૂર છે ને? કૂતરો તુરંત બોલ્યો ભલે, મને તારી વાત તેમજ સિંહરાજાનો આખરી ચૂકાદો મંજૂર રહેશે!

ત્યારબાદ બંન્ને એક બીજાથી કતરાતા તીખી નજરે એક બીજા સામું જોતાં જોતાં જંગલનાં રસ્તે ચાલી નીકળ્યાં. ઘનઘોર વન, વૃક્ષોની વનરાઈઓથી ઉભરાતું અડાબીડ વન બેહદ બિહામણું અને ડરામણું લાગતું હતું. બંન્ને વટનાં માર્યા પરસેવે રેબઝેબ થતાં થતાં વનમાંથી પસાર થઈ રહ્યાં હતાં. વૃક્ષો ઉપર બેઠેલાં પક્ષીઓ, વાંદરાઓ આ બંન્ને તરફ જોઈ દાંતિયા કરી તેમને ચીડવી રહ્યાં હતાં. આગળ જતાં સસલાં, હરણ, જીરાફ, મોર તેમજ જંગલી પ્રાણીઓ નજરે ચડી રહ્યાં હતાં. બંન્નેને થતું કે આ જંગલમાં આવ્યાં જ ન હોત તો સારૂં હતું?

હવે અહિંથી, આ જંગલમાંથી સહી સલામત પાછા ફરશે કે કેમ? તેવો પ્રશ્ન આ બંન્નેનાં મગજમાં ઉદ્ભવ્યો.

ધીરે ધીરે સિંહરાજાની ગુફા નજદીક આવતી ગઈ. તેમ તેમ બંન્ને મનોમન ખુબ જ ગભરાવા લાગ્યાં. ગુફામાં સિંહ રાજા ખોરાકના અભાવે ખૂબ જ ધુંધવાઈ રહ્યાં હતાં. અને આંટા મારી

રહ્યાં હતાં. અચાનક તેની નજરે સામેથી આવતાં ગધેડા અને કૂતરાં પર પડી અને તે આશ્ચર્યથી આંખો પહોળી કરતાં આ બંન્ને મૂર્ખાઓને જોઇ રહ્યાં હતાં. તેનાં માનવામાં જ આવતું ન હોતું કે છેક ગામમાંથી આ બંન્ને મૂર્ખાઓ બિહામણાં જંગલમાં અને છેક સિંહરાજાની ગુફા સુધી આવશે! મનોમન તેના આનંદનો કોઇ પાર ન રહ્યો. તેણે જીણી આંખે બંન્નેનાં ચહેરાઓનું અવલોકન કર્યું. મનોભાવો વાંચવા પ્રયાસ કર્યો. તો તેમને લાગ્યું કે નક્કી આ બંન્ને કશી ગડમથલ અનુભવતાં લાગે છે.

'ગધેડો અને કૂતરો' સિંહરાજા પાસે આવી તેમને નમન કર્યાં. સિંહરાજાએ ચહેરાં ઉપર ખૂબ જ માયાળું અને મમતાળું સ્મિત પાથરી દીધું હતું. જાણે તે ધ્યાનનો સાગર હોય તેમ સિંહરાજા બોલી ઉઠ્યાં. અરે, અરે, આ શું? તમારે બંન્નેએ મને નમન કરવાનું હોય જ નહીં! હું તો પ્રજાનો નમ્ર સેવક છું. મારી પ્રથમ ફરજ છે કે પ્રજાને સમભાવે જોવી તેની સાથે હેત પ્રીતથી રહી, તેમનાં સુખી, દુઃખમાં સહભાગી બની તેમને ઉપયોગી બનવું. તમો પણ બંન્ને કંઇ મુંઝવણ અનુભવતાં હોય તેમ લાગે છે? આવી વાણી અને ભાવ જોઇ ગધેડો અને કૂતરો સિંહરાજાથી ખૂબ જ પ્રભાવિત થઇ ઉઠ્યાં.

હા, રાજા હોય તો આવો જ રાજા હોવો જોઇએ. જે પોતાની પ્રજાનું ખૂબ જ ધ્યાન રાખતો હોય!

આમ, સિંહરાજાએ બંન્ને અભિમાની, હઠીલા અને જીદ્દી સ્વભાવ ધરાવતાં ગધેડા અને કૂતરાં ઉપર પોતાની વાણીનો જાદુ



સંપૂર્ણપણે પ્રસરાવી દીધો, બંન્નેને ખૂબ જ વિશ્વાસમાં લીધાં. બંન્નેએ પોત પોતાની સમસ્યા અને મુંઝવણ કહી તેનો ફંસલો ચુકાદો આપવા સિંહરાજાને વિનંતી કરી. સિંહરાજા બંન્નેની વાત સાંભળી મનોમન હસી ઉઠ્યાં. આ બંન્ને મુરખાઓને પટાવી તેનો ખોરાક કઇ રીતે કરવો તેની યોજના બનાવવા લાગ્યાં.

સિંહરાજાએ બંન્નેને આશ્વાસન આપ્યું. બંન્નેની પીઠ થાબડી અને ચિંતા નહીં કરવાનું કીધું. થોડીવાર રહી સિંહરાજા બોલ્યા જુઓ, અત્યારે રાત્રી થઇ ચૂકી છે. એટલે તમો બંન્ને નિરાંતે મારી ગુફામાં વિશ્રામ કરો. થોડીવારમાં હું તમારી બંન્ને માટે ખોરાકનો પ્રબંધ કરું છું. આમ કહી સિંહરાજા ખોરાક શોધવા માટે ચાલ્યાં ગયાં.

ગધેડો અને કૂતરો ડરનાં માર્યા આમ તેમ જોવાં લાગ્યાં. મનોમન બંન્ને સમજી ગયાં હતાં કે હવે અહીંથી સહી સલામત જવાશે કે કેમ? ન છુટકે તેઓએ ગુફામાં પ્રવેશ કર્યો. ગુફા ખૂબ જ પહોળી અને ઉંડી હતી. અંદર અંધારૂ પણ ખૂબ જ હતું. ગધેડો એક જગ્યાએ જઇ બેલી ગયો. જ્યારે કૂતરો થોડે દૂર બેઠો. અર્ધી રાત વીતી ચૂકી હતી તો પણ સિંહરાજા ખોરાક લઇ આવેલ નહીં ગધેડો જો કે ચડ્યો પરંતુ કૂતરાને કેમેય કરી ઉંઘ આવતી નહીં તેનાં મગજમાં ખતરાની ઘંટડી રણકવાં લાગી નક્કી એ સિંહરાજા ખોરાકનું બહાનું કાઢી બહાર ક્યાંક છૂપાઇ ગયાં હશે! અને બંન્ને જ્યારે બરોબર ઉંઘી ગયાં હોય ત્યારે આરામથી તે પોતાનો શિકાર કરી શકે!

હા, કૂતરાની વિચાર ધારા મુજબ જ સિંહરાજા ગુફાની પાછળનાં ભાગમાં છુપાઇ ગયાં હતાં. તેણે પ્રથમથી જ યોજના ઘડી જ રાખી હતી કે બરોબર મધ્યરાત્રીએ જ્યારે બંન્ને થાક્યાં પાક્યાં ઉંઘી ગયાં હોય, ત્યારે બંન્નેને ફાડી ખાવાં આ તરફ કૂતરો ધીરે રહી ઉઠ્યો. તેણે ગધેડા સામે જોયું. ગધેડાનાં ચહેરા ઉપર ભય અને ચિંતાનાં ભાવો તરી રહ્યાં હતાં. મનોમન તેનાં પસ્તાવાનો પાર ન હોતો! કૂતરો ધીર રહી તેની પાસે જઇ તેને ઉઠાવ્યો. ગધેડો પ્રથમ ચમક્યો. પરંતુ કૂતરાએ તેને ચૂપ રહેવાનો ઈશારો કર્યો. ત્યારબાદ કૂતરાએ પોતાનાં મનોમનમાં વાગતી ખતરાની ઘંટડી વિશે વાત કરી. આ સાંભળી ગધેડો સડાક કરતો ઉભો થઈ ગયો. તેને પણ લાગ્યું કે આ કૂતરાની વાત સો ટકા સાચી છે.

આમ, બંન્ને એક થઇ ગયાં. પોતાની ભૂલ ઉપર બંન્નેએ ખૂબ જ પસ્તાવો કર્યો. ત્યારબાદ એકદમ ચૂપકીદીથી બંન્ને બિલકુલ અવાજ કર્યા વગર દબાતાં પગલે ગુફા બહાર નીકળી ગયાં અને ગામ તરફ ચાલવા લાગ્યાં.

આ તરફ બરોબર મધ્યરાત્રીએ સિંહરાજા ખુશ થતાં થતાં ગુફામાં આવ્યાં. તૈયાર ખોરાક ખાવાની મઝા માણવા આવ્યાં. આમ તેમ ગધેડા અને કૂતરાને શોધવાં લાગ્યાં પરંતુ આ શું? બંન્નેમાંથી કોઇ પણ નજરે ન ચડતાં સિંહરાજાનો ક્રોધ સાતમાં આસમાને પહોંચી ગયો. હાથમાં આવેલ મનોમન તે ખૂબ જ ધુંધવાઇ ઉઠ્યાં.

આમ, ગધેડો અને કૂતરો ગામમાં સહી સલામત પહોંચી ગયા. ત્યારબાદ બંન્નેએ નક્કી કર્યું કે ક્યારેય રૂપનું અભિમાન કરવું નહીં! ત્યારબાદ બંન્ને જીગર જાન મિત્રો બની ગયાં.





# વનનો રાજા ગયો...?



એક સુંદર મઝાનું લીલોતરીઓથી ભરપુર એવું વન હતું. તે વનમાં અનેક પશુ પંખીઓ રહેતાં હતાં. જેમાં સિંહ, વાઘ, દિપડો, ચિત્તો, હાથી, હરણાં, શિયાળ, વાંદરા, વરૂ, સસલાં, મોર, બગલાં, વતકાં વગેરે.

એક દિવસની વાત છે. સવારનો આહ્લાદક અને ખુશ્નુમાં સમય હતો. મસ્ત મનોહર હવા લહેરાઇ રહી હતી. આવા સમયે એખ હાથી ફરતો ફરતો વનમાંથી પસાર થઇ રહ્યો હતો. અચાનક તેની નજર કેળનાં વૃક્ષો ઉપર પડી જેમાં પાકા તેમજ મધમીઠાં કેળાઓની લુમો લટકેલ હતી. આથી તે હાથી ખૂબ જ આનંદમાં

આવી ગયો અને બાદમાં તે કેળાનાં વૃક્ષ પાસે જઇ કેળાંઓ કાવાની તૈયારી કરવા લાગ્યો. બરોબર આજ સમયે ત્યાં આગળથી એક શિયાળ પસાર થયું. અને તેની નજર હાથી તેમજ કેળાનાં વૃક્ષ ઉપર પડી. આથી તેના મગજમાં તુરંત જ એક કપટભરી યોજનાએ આકાર લીધો. બાદમાં તે નાટકીય ઢબે રોતો કકડતો અનો પોક મુકતો સીધો હાથી પાસે પહોંચી ગયો. અચાનક આ રીતે શિયાળને પોંક મૂકતો જોઇ, કેળા ખાવાની તૈયારી કરતો હાથી અટકી ગયો અને શિયાળ સામે જોઇ બોલી ઉઠ્યો કેમ શિયાળભાઇ, કેમ એકાએક આતે શું થયું? તેમજ પોક મૂકીને રડી શા માટે રહ્યાં છો? લુચ્ચા શિયાળે લુચ્ચાઇ પૂર્વક કહ્યું હાથી મહારાજ, શું તમોને કશી ખબર નથી? આ સાંભળી હાથી બોલ્યો શાની ખબર નથી મને શિયાળભાઇ? શિયાળ ખંધુ થઇ બોલ્યું હાથી મહારાજ, આ...આ... વનનો રાજા ગયો! એટલું બોલતાં જ ફરી શિયાળ બનાવટી આંસુઓ સાથે રડવાં અને કકડવાં લાગ્યો. આથી હાથીને વહેમ પડ્યો કે શું આ વનનો રાજા ઉપર સીધાવી ગયો હશે? આથી તે હાથી તુરંત જ વનના સિંહરાજાનાં રહેઠાણ તરફ ચાલી નીકળ્યો. આ જોઇ લુચ્ચું શિયાળ ખડખડાટ હસવાં લાગ્યું પછી મનોમન તે બોલ્યું મુરખ હાથીડાને આજે કંઇ બનાવ્યો છે ને? વાહ...! બારે મઝા પડી ગઇ?

ત્યારબાદ લુચ્ચા શિયાળે કેળાનાં વૃક્ષ ઉપરનાં મધમીઠાં કેળાઓ ખૂબ જ ધરાઇને ખાધાં અને બાદમાં તે પોતાનાં રહેઠાણ





તરફ ચાલતો થયો.

આ તરફ ભોળાં હાથી મહારાજ સિંહરાજાની ગુફા પાસે આવ્યાં અને ત્યાં આગળ આવીને તેણે શું જોયું? હા હાથી મહારાજે જોયું કે વનનો કેસરી સિંહરાજા પૂરી ખુમારી પૂર્વક ગુફાની વચ્ચો વચ્ચ બેસીને એલચી યુક્ત મધ મીઠાં કેળાઓ ખાઇ રહ્યો હતાં. આ જોઇ હાથી મહારાજ અચંબામાં પડી ગયાં અને પછી વિચારવાં લાગ્યાં કે શું તે શિયાળે પોતાની સાથે બનાવટ કરી હશે? ત્યારબાદ તેમણે સિંહરાજાને પ્રણામ કરી, શિયાળની વાત કહી આ સાંભળી સિંહરાજા ખડખડાટ હસવાં લાગ્યાં અને પછી બોલ્યાં અરે, ઓ ભલાં હાથી મહારાજ, લુચ્ચા શિયાળે તમને બનાવ્યાં છે! આ સાંભળી હાથીને તો લુચ્ચા શિયાળ ઉપર ભારે રોષ ચડ્યો. ત્યારબાદ તે હાથી સિંહરાજાની રજા લઇ કેળાનાં વૃક્ષ પાસે આવ્યો પરંતુ તે કેળાનાં વૃક્ષ ઉપર એકપણ કેળું જોવા મળ્યું નહીં! આથી તે હાથી બધુ બરોબર સમજી ગયો. કે તે લુચ્ચા ખંધો શિયાળ પોતાની સાથે બનાવટી આંસુઓ સારી કેળાં ખાવાનાં ઇરાદે બનાવટ કરી ગયો છે? ત્યારબાદ તે હાથી નિરાશ ચહેરે પોતાનાં રહેઠાણ તરફ ચાલવાં લાગ્યો.

થોડાંક દિવસો બાદ એક વખત તે શિયાળને ક્યાંકથી પુષ્કળ પ્રમાણમાં તેમજ મધ મીઠાં દ્રાક્ષ મળી આવી આથી તે શિયાળ રાજીનાં રેડ થઇ ઉઠ્યો. બાદમાં તે દ્રાક્ષ ને ખાવાની તૈયારી કરવા લાગ્યો. અચાનક એવામાં ત્યાં આગળથી પેલો હાથી

મહારાજ પસાર થયો અને તેની નજર આ લુચ્ચા શિયાળ તેમજ તેની પાસે રહેલ મબલખ દ્રાક્ષ ઉપર પડી. આથી તુરંત જ તેણે એક ઝડપથી તે લુચ્ચા શિયાળને પાઠ ભણાવવાની યોજના ઘડી કાઢી.

ત્યારબાદ તે હાથી નાટકીય ઢબે અને આંખોમાં બનાવટી આંસુઓ સાથે પોક મૂકતો દોડીને શિયાળ પાસે પહોંચી ગયો અચાનક હાથીને આ રીતે પોક મૂકતો અને કકળતો જોઇ શિયાળ એકયો ત્યારબાદ તે બોલ્યો અરે હાથી મહારાજ, શું વાત છે? તમો શા માટે રડો છો? તે લુચ્ચો શિયાળ અગાઉ પોતે આજ રીતે હાથી પાસે નાટક કર્યું હતું તે વાત સાવ વિસરી અને ભૂલી ગયો હતો. થોડીવાર રહી હાથી બોલ્યો શું શિયાળભાઇ, તમોને કશી ખબર નથી? ફરી શિયાળ ચોંક્યું અને પછી બોલ્યું શેની ખબર નથી મને હાથી મહારાજ? મનોમન લુચ્ચા શિયાળને ફાળ પડી આ વનમાં બનતી તમામ ઘટનાઓ ઉપર હું બારીક નજર રાખું છું તેમ છતાં આ ભોટવો હાથી મને પૂછે છે કે તમોને કશી ખબર નથી? ઘડી ભરતો તે શિયાળ હાથી ઉપર ગુસ્સે થઇ ઉઠ્યો પછી તેણે ધીરજ ધરતાં હાથીને પૂછ્યું હાથી મહારાજ કહો તો ખરાં કે મને કઇ વાતની ખબર નથી? હાથી લુચ્ચા શિયાળનાં મનો જગતમાં ચાલતાં વિચારી પકડી પાડ્યાં. હં...હં...હવે આ લુચ્ચા શિયાળને પાઠ ભણાવવાનો સમય આવી પહોંચ્યો છે.

બાદમાં તે હાથી દયામણાં અને રોતલ સ્વરે બોલ્યો. શિયાળભાઇ, આ...આ...વનનો રાજા ગયો. આ સાંભળી શિયાળ



ચોંક્યું. તેને મનોમન ધ્રાસકો પડ્યો કે શું આ વનનો રાજા સ્વર્ગમાં સીધાવી ગયો હશે? આથી તે વધુ વિચાર કરવાં ન રોકતાં છલાંગો ભરતો તે સિંહરાજાનાં રહેઠાણ તરફ ભાગ્યો. આ જોઇ હાથી હસવાં લાગ્યો. ત્યારબાદ તેણે ત્યાં આગળ પડેલ શિયાળની દ્રાક્ષને લઇને ખાવાં લાગ્યો. અને બાદમાં તે હાથી લુચ્ચા શિયાળને પાઠ ભણાવ્યાનો સંતોષ સાથે પોતાના રહેઠાણ તરફ ચલવા લાગ્યો.

આ તરફ લુચ્ચો શિયાળ મનોમન અનેક કલ્પાનાઓ કરતો કરતો સિંહરાજાને રહેઠાણ પહોંચ્યો અને ત્યાં આગળ જોઇને શું જોયું? હા વનનો રાજા સિંહ ગુફાની બરોબર વચ્ચો વચ્ચ બેઠો બેઠો ખુશ મિશમિઝાજમાં મીઠી મધી જેવી દ્રાક્ષ ખાઇ રહ્યો હતો! આહ? આ શું? શું તે ભોટવાં હાથીએ મારી સામે બનાવટ કરી હતી? ત્યારબાદ તે સિંહરાજા પાસે ગયો અને પ્રણામ કરી પેલાં ભોટવાં હાથીની વાત કહી. આ સાંભળી વનનો રાજા સિંહ ખડખડાટ હસવાં લાગ્યો. બાદમાં તે બોવ્યો અરે મૂરખ શિયાળ, એક વખત તે હાથીને બનાવ્યો હતો ને? અને આજે તેણે તે વખતો બદલો લઇ લીધો છે સમજ્યો? આ સાંભળી શિયાળ ભોઠો પડ્યો. અને પોતાની ભૂલ બદલ તેને હવે પસ્તાવો પણ થવાં લાગ્યો. ત્યારબાદ તે વનનાં રાજાસિંહની રજા લઇ ખરાં હૃદયનાં પસ્તાવાં સાથે પોતાનાં રહેઠાણ તરફ ચાલવાં લાગ્યો.

થોડા સમય બાદ તે શિયાળ સંપૂર્ણ સુધરી ગયો. અને પાછળથી તે ખૂબ જ સુખી થયો.